# વીરબાળા માર્ગદર્શિકા.

સર બેડન પાવેલની

સંક્ષિપ્ત આવૃત્તિનું ભાષાન્તર.

( પરિશિષ્ટ સહિત. )




ગુજરાત પ્રાંતના વીરબાળાસંઘ તરફથી

પ્રગટ કરનાર,

વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ.

અમદાવાદ. સને ૧૯૨૯.

કીમત. રૂ. ૦-૬-૦

# Steps to Girl Guiding in India.

# વીરબાળા માર્ગદર્શિકા.



સર બેડન પોવેલની

સંક્ષિપ્ત આવૃત્તિનું ભાષાંતર.

(પરિશિષ્ટ સહિત.




ગુજરાત પ્રાંતના વીરબાળાસંઘ તરફથી

પ્રગટ કરનાર,

**વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ.**

અમદાવાદ. સને ૧૯૨૯.

**કીમત. રૂ. ૦-૬-૦**

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦



સર એડન પાવેલે પોતાના પુસ્તકનો ઉપયોગ કરવા દીધો છે, માટે તેમનો આભાર માનવામાં આવે છે.

મુદ્રકઃ પુરૂષોતમદાસ શંકરદાસ
'ઉત્કૃષ્ટ' મુદ્રણાલય
ફર્નાન્ડીઝ બ્રીજ
રીચીરોડ, અમદાવાદ.

# બે બોલ.

વીરબાળા માર્ગદર્શિકા સંબંધે થોડી ચેતવણી આપવાની ધારણા રાખું છું. સૃષ્ટિવિજ્ઞાનના મહત્ત્વ ઉપર પહેલી આવૃત્તિમાં હું ધારૂં છું કે પુરતું ધ્યાન દોરવામાં નહિ આવ્યું હોય. આને પરિણામે ખાસ કરીને શહેરમાં એ બાબત તરફ દુર્લક્ષ થતું જોવામાં આવે છે, અને ચાલાક દેખાવ તથા કવાયત તરફ વધારે લક્ષ અપાય છે. **આપણો હેતુ સુખમય નાગરિત્વનો વિકાસ કરવાનો છે.** તે કૃત્રિમ સાધનોથી નહિ પરંતુ કુદરતી રીતે કરવાનો છે. આ વાત આપણી નજર સમક્ષ હમેશ રાખવી જોઇએ.

શક્તિ અને આત્મસંયમન આંતરિક હોવાનો આપણો સિદ્ધાંત છે. તેને બદલે બાહ્ય કસરતો અને તાલીમ પર ભાર મૂકવો તે તેનાથી વિરુદ્ધ છે.

સૃષ્ટિસૌન્દર્ય પર જો યોગ્ય રીતે પ્રેમ ઉત્પન્ન કરવામાં આવે તો 'પથરાઓમાં ગૂઢ રહેલાં ધર્મપ્રવચનો' અને 'વહેતા ઝરામાં રહેલી કથાઓ' વડે જગતમાં સર્વત્ર મંગલતા જણાય. આપણા કવિ લોંગફેલો કહે છે તેમ મહાન પિતા પ્રભુએ લખેલું પુસ્તક–કુદરત–આપણી બાલિકાઓને વંચાવવું જોઇએ.

રોબર્ટ બેડન પાવેલ.

# ખુલાસો.

વીરબાળાની યોજનાનો એ અર્થ કરવામાં આવે છે. કેટલીક વીરબાળા રમત રમવામાં આનંદ માને છે, તો બીજી કેટલીક, બાળાઓને રમતદ્વારા યોગ્ય રસ્તે દોરવાની છે એમ સમજી તેમાં આનંદ લે છે. આ યોજના સ્થાપવાનો હેતુ એ છે કે તેથી શિક્ષકો અને સ્વદેશાભિમાની પુરુષો અને સ્ત્રીઓ જેમને માથે બાળકોને કેળવવાની ફરજ આવી પડે તેમની ઇચ્છા જો આ યોજનાનો લાભ લઇ કામ કરવાની હોય તો તેમને તેમના કામમાં અનુકૂળતા થાય. એ હેતુથી આ વીરબાળાસંઘની યોજના ઉભી કરી છે. આપણી છોકરીઓ ગમે તે વર્ગની હોય તો પણ તેમને આનંદદાયક અને તંદુરસ્તી વધારનાર કામો કરાવી તેમને ચાર ખરી દિશામાં શાળા બહાર કેળવણી લેવાની છે. તે તેમને મળે એ આ વીરબાળાની કેળવણીનો હેતુ છે.

(૧) રમત ગમત અને માનસિક વિકાસ.—રમતો અને બીજા મહાવરા, પ્રવૃત્તિઓ, માન, અને આગળ વધવાની પરીક્ષાઓ વડે.

(૨) ચતુરાઇ અને હસ્તકાર્યમાં કૌશલ્ય. તેમાં પ્રવીણતા મેળવનાર માટે પદકોદ્વારા એ સિદ્ધ કરવું.

(૩) શરીરનું આરોગ્ય અને સ્વચ્છતા. આ માટે યોજેલી રમતો અને કસરતોના સાધનથી તે મેળવવાં.

(૪) બીજાંઓની સેવા અને ભ્રાતૃભાવ. હરરોજ એક સુકૃત્ય કર-વાની ટેવ તથા પરોપકારી મંડળોને મદદ કરવાથી આ ગુણ પ્રાપ્ત કરવા.

આ શિક્ષણપદ્ધતિને હું સ્વશિક્ષણ કહું છું કેમ કે તેમાં છોક-રીઓ મેળે બધું શીખી લે છે. બહારથી અપાતી કેળવણીથી આ ક્રમ જૂદો છે.

કુમારિકા સંઘના ૪ પ્રકાર કરવામાં આવ્યા છે.

(૧) બ્લુ બર્ડસ, ૧૧ વર્ષની નીચેનાં.

(૨) 'ગાઇડસ', ૧૧ થી ૧૬ વર્ષ સુધીનાં.

(૩) રેન્જર્સ્, ૧૬ વર્ષ ઉપર.

(૪) ગાઇડર્સ્, ૧૮ થી ૮૧ વર્ષ સુધીનાં.

છેલ્લા વિભાગમાં અમલદાર વર્ગનો સમાવેશ થઇ શકે તેમ છે. છેલ્લી પંક્તિની સ્ત્રીઓએ યાદ રાખવાનું એ છે કે બાલિકાઓ સાથે મળી જઇ, તેમની રમતોમાં ભાગ લઇ તેમને રસ્તો બતાવતાં, કામ લેવાં એ મુખ્ય છે. હુકમથી કામ લેવા કરતાં તેમના આનંદમાં ભાગ લઇ તેમની લાગણી અને ઇચ્છાને માન આપી ઘણું સારૂં કામ થઇ શકે તેમ છે. આમ કરવાથી પોતાની તરુણ અવસ્થાનો તેમને ખ્યાલ આવશે અને તેમનું જીવન એક નવા પ્રકારનું થયું છે એવું તેમને ભાન થશે. ગર્લગાઇડના દરેક ઓદ્ધામાં કેળવણી અને શિક્ષણનો પ્રકાર એકજ જાતનો છે. પણ બાલિકાની માનસિક સ્થિતિના પ્રમાણમાં ધોરણનો ક્રમ વધતો જવો જોઇયે. અનુભવથી માલમ પડયું છે કે આ યોજના દરેક વર્ગની બાલિકાને લાભકારક થઇ પડે તેમ છે. યોજનાનું ખાસ શિક્ષણ ન મેળવ્યું હોય એવા નેતાઓથી પણ સારૂં પરિણામ આવવાનો સંભવ છે. આ યોજના

ગમે તે વર્ગની બાલિકાને લાગુ પાડી શકાય તેમ છે. ગામમાં અથવા ગામડામાં પોતાના અથવા દરિયાપારના મુલકોમાં આ યોજનાને લીધે સારૂં પરિણામ આવવાની વકી છે.

કયે રસ્તે કામ લેવું અને સર્વમાન્ય સામાન્ય નિયમો કયા કયા છે, અને તે પ્રમાણે શિક્ષણનો ક્રમ કેવી રીતે ગોઠવવો તે ફકત આ પુસ્તકથી જણાશે. બાલિકાઓનું વાતાવરણ, ચારિત્ર અને આસ પાસના પરિસ્થિતિ ધ્યાનમાં લઇ અને અક્કલનો ઉપયોગ કરી સુધારા વધારા કરી શકાય.

શિક્ષણનો કાર્યક્રમ જેમ બને તેમ શાળાના શિક્ષણના સ્વરૂપથી જુદો રાખવો કે જેથી નવીનતા અને નૂતનતા જળવાય. બાલિકાઓથી પોતાના મેળે વાંચી શકાય તે માટે આ પુસ્તકમાં ભાષા સારી અને સરળ રાખવામાં આવી છે. આ પુસ્તક સાથે એસોસીએશનના નિયમોના પુસ્તકની સરખામણી કરવી. અને જ્યાં ફેર માલમપડે અથવા શંકાનું કારણ જણાય ત્યાં 'બુક ફોર રૂલ્સ' નામના પુસ્તકનો આધાર લેવો અને તે વિશેષ માન્ય છે, કારણ કે તે ઘણીવાર સુધારેલું છે. તે સમયાનુસાર છે.

નીચેનું સૂત્ર પુખ્ત ઉમરની ગાઇડર્સને ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

**'જ્યારે જ્યારે કામ કરતા હો ત્યારે હસો અને હસ્તે મોઢે કામ કરો.'**

જેમ માતા પોતાના બાળકને પ્રેમથી ખોળામાં લઇ પાઠ શિખવે છે તેમ ઇશ્વરની લીલારૂપ અદભુત માતા, ઇશ્વરના કાર્યનું અવલોકન કરાવી તેની મહાન શકિતનું ભાન આપણને કરાવે છે. જેમ જેમ આપણે ઇશ્વરી લીલાનું વિશેષ અવલોકન કરતા જઇયે તેમ તેમ આપણને વધુને વધુ તેનું જ્ઞાન થાય છે. કુદરત એ ઇશ્વરની હાથે લખેલી એક મોટી પોથી

છે અને જેમ યોગ્ય અભ્યાસની આપણે પોથી ઉકેલી શકીયે છીયે તેમ કુદરતના યથાર્થ અવલોકનથી આપણને તેનું સૂક્ષ્મ જ્ઞાન મળે છે.”

**સર બેડન પોવેલ.**

આ પુસ્તકમાં મી. ઝાકરીઆએ પોતાના ‘સ્કાઉટ લોર ફોર ઈંડીઆ નામના પુસ્તકમાંથી ત્રીજું અને ચોથું પ્રકરણ ઉતારવાની રજા આપી છે. તે માટે તેમને આભાર માનવામાં આવે છે.

આ ગુજરાતી ભાષાંતરનું કાર્ય કરવાનું અમદાવાદના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટરે પોતાને માથે રાખીને સંઘની સેવા બજાવી છે. તેમની આગેવાની નીચે રા. ભોગીલાલ લલુભાઇ પટવા, રા. વસનજી દયાળજી દેસાઇ, રા. ચીમનલાલ લક્ષ્મીનારાયણ બ્રહ્મચારી, રા. મનસુખરામ મણિશંકર ત્રિવેદી એ સર્વ કેળવણી ખાતાના સજ્જનોએ પોતાને મનગમતા વિષયોનો તરજુમો પુસ્તકમાંથી કરી આપવામાં જે મહેનત લીધી છે તેમજ રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુએ તે સર્વ તપાસી જઇ શ્રમ લીધો છે. એ સર્વની આ સંસ્થા ઋણી છે.



# વીરબાળા માર્ગદર્શિકા.

## પ્રકરણ ૧લું.

### વીરબાળા કોને કહેવાય ?

વીર બાળા પોતાના ઘેરા આસમાની અને સફેદ પોષાકમાં સજ્જ થયેલી હોય છે. તે પોતાની પદવીનું નિશાન અને કળા કુશળતાના ચાંદ પહેરે છે.

ડાબા ગજવા ઉપર લટકાવેલી બે ઉભા લીંટાવાળી પટી અને લટકાવેલા બિલ્લા ઉપરથી જણાય છે કે તે એક ટુકડીની નેતા છે. ૭ વીરબાળાના સમૂહને ટુકડી કહે છે અને તેના ઉપરીને નેતા કહે છે. તેના હાથમાં ટુકડીનો વાવટો હોય છે. જમણા ગજવા ઉપરનો બિલ્લો લડાઇ વખતમાં કરેલી મદદ માટે આપવામાં આવ્યો છે.

### વીરબાળા શું કરે ?

વીરબાળા આનંદી હોય અને તેમની બ્હેનપણીઓનો સમૂહ બીજાંઓનું ભલું કરે છે. ગયા મહાન વિગ્રહ વખતે તેમણે આ પ્રમાણે કર્યું હતું. ગામડામાંથી તેઓ માંદા માટે ઈંડાં એકઠાં કરતાં હતાં અને દવાખાનાંઓ માટે ભેજવાળી જમીનમાંથી શેવાળ મોકલતાં હતાં.

તેઓની સંખ્યા લાખોની છે અને તેઓ ઘણાં ચપળ અને કોઇ કામ સોંપવામાં આવે ત્યારે તૈઆર હોય છે. આખા સામ્રાજ્યમાં તેઓ નજરે પડે છે. કેનેડા–ઓસ્ટ્રેલીઆ–પૂર્વ–પશ્ચિમ અને દક્ષિણ આફ્રીકામાં, ન્યુઝીલેન્ડમાં, ફોકલેન્ડ વેસ્ટઇન્ડીઝ અને હિંદુસ્તાનમાં પણ તેઓ હોય છે. સામ્રાજ્યની બહાર યુરોપ, અમેરીકા, ચીન જાપાન જાપાન વગેરે દેશોમાં પણ હોય છે. વીરબાળાઓનું આ મંડળ પોતાના દેશને માટે, પોતાની નજીકના દેશોને માટે અને સારી દુનીઆને માટે પોતાથી બનતી સેવા કરવા તત્પર હોય છે.



તમે વીરબાળા કેવી રીતે બની શકો તે આ પુસ્તકદ્વારા હું તમને ટુંકમાં બતાવીશ અને તેથી તમે બીજાની સેવા કેવી રીતે કરી શકો તે તમે જાણી શકશો. એક બાબત તમને સ્પષ્ટ કહી દેવાની છે તે એ છે કે તમારે હમેશાં હસમુખાં અને આનંદી રહેવાનું છે. તમે આ મંડળમાં દાખલ થશો એટલે તમારાથી આમ કર્યા વિના રહેવા-શેજ નહિ.

## વીરબાળા શું કરે છે?

વીરબાળા તરીકેની તમારી પહેલી ફરજ એ છે કે તમારે દરરોજના સામાન્ય પ્રસંગોએ અને કઠણ પ્રસંગોએ પણ બીજાની સેવા કરવાની હોય છે. અમુક અમુક પ્રસંગો કેવા સંજોગોમાં ઉદ્ભવી શકે અને તમે તે વખતે શું કરો એનો વિચાર તમારે પ્રથમથી કરવો જોઇએ. આમ કરવાથી તમારૂં કર્તવ્ય તમને જણાઇ આવશે.

લડાઇ શરૂ થઇ તે પહેલાં ઘણા વખતથી વીરબાળાઓ વિચાર કરતી કે આવો પ્રસંગ આવી પડે તો શું કરવું. પોતાના પાડોશમાં બોંબ અથવા અકસ્માતથી કોઈ ઘાયલ થાય તો શું કરવું તેનો વિચાર તેઓ કરતી. ઘાયલ થયેલા માણસો પાણીની શોધમાં અથવા છુપાઈ જવા પેટ ઘસતા કોઈ સ્થળે સંતાઈ રહે છે. તેમનાં પગલાં અથવા બીજાં ચિહ્નોદ્વારા તેમને શોધી કાઢવા, એ તમારૂં પ્રથમ કર્તવ્ય ગણાય. તેમના ઘા પર કામ ચલાઉ પાટા બાંધતાં, દેવતા ચેતાવી તેમને માટે કાંજી બનાવતાં અથવા ઘા પર શેક કરતાં તમને આવડવું જોઇએ. દૂરથી બીજી વીરબાળાઓને મદદ માટે બોલાવવા નિશાની આપતાં આવડવું જોઇએ. આસપાસનાં ઝાડ પાનથી ઝુંપડું બનાવતાં અથવા દરદીને ઉંચકી જવા માટે ડોળી બનાવતાં અથવા ગાડામાં કે લારીમાં નાખીને દરદીને દવાખાને પહોંચાડતાં તમને આવડવું જોઇએ.

કોઇ ઓરડો અથવા ભોંયરાનો ભાગ મળે તો દરદીને રાખવાના ઓરડા તરીકે તેને વાપરતાં, માંદા અથવા ઘવાયલા માટે સુવાડવાનાં

સાધનો યોજતાં, પાટા બદલાવતાં, તેમને માટે ખોરાક બનાવતાં, જોઇતી હવા વગેરેની ગોઠવણ કરતાં અને તેમના પાટા વગેરે ધોતાં તમને આવડવું જોઇએ.

## સારાં થતાંની સારવાર.

દરદીઓ સારાં થતાં જાય તે વખતે તમારે તેમની સારવાર કરવાની હોય છે. તેમને પુષ્ટિકારક ખોરાક આપવો, ખોરાકને રૂચિકર બનાવવો, દરદીઓને આનંદી અને ઉત્સાહી રાખવાં અને વાંચવામાં અથવા ગાવામાં તેમને શોખ ઉત્પન્ન કરવો અને પૂર્વના જેવી સારી સ્થિતિમાં તેમને લાવવાં, આ સર્વ કાર્ય તમારે કરવાનું હોય છે.

આ સઘળું તમારે સારા વખતમાં શીખી લેવાનું હોય છે. જેથી વીરબાળા તરીકે તમે લડાઇ વખતે સેવા કરી શકો.

## વીરબાળા નામ શા માટે ?

હિંદુસ્તાનની વાયવ્ય સરહદ ઉપર ગાઇડ્ઝ–માર્ગદર્શક, નામની સીપાઇઓની એક પ્રખ્યાત ટુકડી હોય છે. કોઈ પણ વખતે સરહદ પરથી આવતાં શત્રુઓનાં ટોળાંને કાઢી મૂકવા અથવા હિંદુસ્તાનનાં શાંત મેદાનવાળા પ્રદેશમાં આવતાં અટકાવવાનું કામ આ લોકોનું હોય છે. કોઈ પણ જાતની લડાઇને માટે આ લોકો તૈયાર હોય છે. કોઇ વખત પગપાળા, અને કોઈ વખત ઘોડાપર અને કોઈ વખત પર્વતો ઉપર તેમને લડવું પડે છે. કોઇ વખત નદીઓ ઓળંગી તેમને પૂલો બાંધવા પડે છે.

તેઓ કુશળ, બહાદુર અને સહનશીલ હોય છે. શીઆળો ઉનાળો કે કોઇ પણ વખત હોય તોપણ જરૂર પડે તો આત્મભોગ આપવાને તેઓ તૈયાર હોય છે. આથી હિંદુસ્તાનમાં તેઓ શાંતિ પ્રસરાવે છે અને પરદેશી હુમલાઓ અટકાવે છે. પોતાના કામ માટે ખરેખર તેઓ તૈયાર હોય છે અને ખરેખરા દેશહિતેચ્છુ હોય છે.

યુરોપમાં ગાઇડઝ શબ્દ ઉચ્ચારવામાં આવે તો સ્વિટઝરલેન્ડમાં વસતા પહાડી લોકો અથવા બીજા પર્વતોમાં વસનારા લોકોનું સૂચન થએલું સમજાય છે.

પોતાની બહાદુરી અને કુશળતાથી અઘરામાં અઘરી જગ્યાએ તેઓ આપણને લઈ જઈ શકે છે. તેઓ સહેલાઇથી રસ્તો શોધી શકે છે અને પોતાના શરીરબળથી આપણને મદદ કરી શકે છે. માર્ગ દર્શાવવામાં તેઓ ઘણા કુશળ હોય છે છતાં જો તેમને ખુલ્લા સપાટ મેદાનવાળા પ્રદેશમાં આટલાજ માઇલ લઈ જવામાં આવે તો તે તેમને પસંદ પડશે નહિ અને પર્વતવાળા પ્રદેશમાં જે કાર્યકુશળતા તેઓ દર્શાવી શકે છે તે ખુલ્લા પ્રદેશમાં તેઓ દર્શાવી શકશે નહિ. સરલ રસ્તે જવું તેમને આનંદ આપતું નથી. તેમના જીવનનો સઘળો રસ મુશ્કેલીઓ અને આફતોની સામે થવામાં અને અશકય લાગતી વસ્તુઓ મેળવવામાં રહેલો હોય છે અને આવી રીતે પોતાને પર્વતના જે શિખર પર જવું હોય છે ત્યાં તેઓ જાય છે.

હું ધારૂં છું કે હાલની ઘણી ખરી છોકરીઓને આવુંજ કાંઈક હોય છે. બેસી રહી આળસુ જીવન ગુજારવાનું તેમને પસંદ પડતું નથી. બીજાઓ પોતાને માટે કામ કરી આપે અને પોતે સુસ્ત બેસી રહે તે તેમને ગમતું નથી. ખુલ્લા મેદાનમાં કેવળ ફર્યા કરવા કરતાં બીજાને ઉપયોગી થવામાં અને જરૂર પડે તો બીજાના ભલાને માટે પોતાના જીવનનો ભોગ આપવાનું વાયવ્ય સરહદના ગાઇડઝની માફક તેમને ગમે છે. પોતાના જીવનમાં અઘરા પ્રશ્નો ઉકેલવા તેમને ગમે છે. પર્વતો ઉપર જવું, મુશ્કેલીઓ અને આફતોની સામે થવું અને કુશળતા અને બહાદુરીથી તેમાંથી નીકળી જવું તેમને બહુ ગમે છે. બીજાને મુશ્કેલી વખતે મદદ કરવી તેમને પસંદ પડે છે. મુશ્કેલીઓ તરી જવાથી તેમને આનંદ થાય છે અને ફતેહનો હર્ષ થાય છે. મુશ્કેલીઓમાંથી પોતે પાર ઉતર્યાનો અને બીજાને તેમાં મદદ કર્યાનો

તેમને હર્ષ થાય છે. પર્વતોના માર્ગદર્શકો જેવી રીતે પર્વતોમાં ફરે છે તેવુંજ કામ વીરબાળાઓએ કરવાનું હોય છે.

આમ કરવાથી પુરુષો અને સ્ત્રીઓની દૃષ્ટિમાં તેઓ ઉંચું સ્થાન મેળવે છે, બીજાઓ તેમનું અનુકરણ કરે છે અને તેમની સલાહ પૂછે છે. આગળ ઉપર માતા તરીકે કે શિક્ષક તરીકે છોકરાં-ઓને તે સન્માર્ગે વાળે છે.

વીરબાળાનું ખરૂં વર્ણન કરીએ તો આ પ્રમાણે થાય!

"જમણા (સન્માર્ગે) ફરો અને સીધા ચાલો"

આ કારણોથી તેમને વીરબાળા નામ આપવામાં આવ્યું છે. રમતો અને બીજી પ્રવૃત્તિઓદ્વારા તેમને જીવનમાં ઉપયોગમાં આવતી ઘણી વસ્તુઓ શીખવવામાં આવે છે. અને આ પ્રવૃત્તિઓથી તેઓ બીજાને પણ જીવનમાં મદદરૂપ થાય છે. આ પ્રમાણે છાવણી નાખીને, તાત્કાલિક મદદ કરીને, છાવણીને યોગ્ય રસોઈ કરતાં શીખીને અને આવી બીજી પ્રવૃત્તિઓથી તેમને જીવનમાં ઘણી ઉપયોગી મદદ મળે છે. તેઓ મજબુત, સમયસૂચકતાવાળાં, ચાલાક અને બીજાને મદદરૂપ થાય છે. શારીરિક અને માનસિક શક્તિઓના વિકાસ ઉપરાંત તેઓમાં આનંદવર્ધક બંધુત્વ ખીલી નીકળે છે.

## તૈયાર રહો.

વીરબાળાનો મુદ્રાલેખ "તૈયાર રહો" હોય છે. પોતાને માથે જે કામ આવી પડે તે માટે અને અગાઉના મહાવરાથી કોઈ પણ અકસ્માત વખતે અથવા કોઈ પણ ઉપયોગી કામને માટે તેઓ તૈયાર રહે છે. લડાઈ વખતે હજારો બાળાઓએ મદદ કરી છે. બીજી ઘણી બહેનો અગાઉથી તૈયારી મેળવી શકી હોત તો મદદરૂપ થાત. તેમને ફક્ત નિશાળની બહારની થોડી પ્રવૃત્તિઓથી આ તૈયારી મળી શકત.

વીરબાળાઓ છાવણીઓદ્વારા અને રમતોદ્વારા આવુંજ શીખે છે. નિશાળમાં જે કાંઇ શિક્ષણ મળે છે તે ઉપરાંત બીજે કોઈ રસ્તે મદદ કરવા તેઓ ઇચ્છે છે.

## કેવી રીતે દાખલ થવું.

તમારી પાડોશની કોઇ પણ સેનામાં તમે દાખલ થાઓ અને કોઈ એક ટુકડીમાં તમે જોડાઓ. ટુકડી એટલે આઠ છોકરીઓનો સમૂહ. ટુકડીમાં એક સરદાર હોય છે. ટુકડીનું નામ કોઇ પણ પુષ્પ અથવા પક્ષી ઉપરથી આપવામાં આવે છે અને તેમની ધજા ઉપર આ પક્ષી કે પુષ્પનું ચિત્ર પાડવામાં આવે છે. રમત અથવા કોઇ પણ કામ માટે આવી ટુકડીઓ પાડવામાં આવે છે અને આખી સેનામાં પ્રથમ પદ મેળવવા આવી ટુકડીઓ સ્પર્ધા કરે છે.

તમારી પાડોશમાં જો કોઈ ટુકડી ન હોય તો તમે Lone Guide એકાન્ત વીરબાળા બની શકો. આમાં તમે પ્રતિજ્ઞા લઇ શકો. કાયદાઓ પાળી શકો બીજી ક્રિયાઓ કરી શકો, વીરબાળાનો પોષાક ધારણ કરી શકો અને સંસ્થાના પદકો મેળવી શકો.

આ માટે તમારે અરજી કરી તમારૂં નામ નોંધાવવું જોઇએ. તમારી નજીકમાં રહેતા સંઘના અમલદારની તમને ખબર ન હોય તો પ્રાંતના સેક્રેટરીને તમે લખો એટલે તમારી નજીકના અમલદારને તેઓ ખબર આપશે અને અમલદાર તમને મદદ કરશે. અને તમારૂં નામ નોંધી લેશે.

## વીરબાળાની પંક્તિઓ.

પ્રથમ તમે સંઘમાં નવાં દાખલ થાઓ ત્યાર પછી અમુક પરીક્ષા આપ્યા બાદ તમે તરૂણ બાળા (Tenderfoot) થઈ શકશો ત્યાર પછી બીજા વર્ગનાં, પહેલા વર્ગનાં, ટુકડીમાં બીજા ટુકડી નાયક અને રેન્જર સુધી જઇ શકશો.

## તરૂણબાળા કેમ થવાય.

૧ વીરબાળા સંઘના કાયદા જાણવા પડે.
૨ વીરબાળાની પ્રતિજ્ઞા લેવી પડે.
૩ વીરબાળાની સલામ અને બીજી નિશાનીઓ જાણવી પડે.

૪ યુનિઅન જેકની રચના અને તેને ઉડાડતાં આવડવું જોઇએ.

૫ દોરડાંની ગાંઠો વાળતાં અને કયે વખતે કેવી ગાંઠો વાળવી તે જાણવું જોઇએ. નીચેની ગાંઠોમાંથી ચાર આવડવી જોઇએ. રીફનોટ શીટબેન્ડ, કલોવ હીચ, બોલીન, ફીશરમેન્સ અને શીપશેન્ક.

૬ એક માસની નિયમિત હાજરી આપવી જોઇએ.

આટલું કરવાથી તમને નવા ગણવામાં નહિ આવે. વીરબાળા સંઘમાં તમને તરુણબાળાનું સ્થાન આપવામાં આવશે અને પછી પદકો વગેરે મળશે.

## તરુણબાળા પદક.

તમે દાખલ થતી વખતે ત્રણ પ્રકારની પ્રતિજ્ઞાઓ લો છો તેના સ્મરણચિહ્ન તરીકે વીરબાળા પદકને ત્રણ પાંખડી હોય છે. સલામ કરતી વખત ત્રણ આંગળીઓ દર્શાવવામાં આવે છે તેનો હેતુ પણ આજ છે. સાડીને જ્યાં પીન લગાડવામાં આવે છે ત્યાં આ પદક રખાય છે. આ એકજ પદક એવો છે કે જે વીરબાળાનો પોષાક ન પહેર્યો હોય છતાં પહેરી શકાય. સંઘમાં દાખલ ન થયાં હોય એવા કોઈ પણ અમલદાર કે બાળા આ પદક ધારણ કરી શકતાં નથી.

## વીરબાળા સંઘના કાયદા.

૧ વીરબાળાનું વચન વિશ્વાસને પાત્ર હોય છે. કોઈ પણ વીરબાળા પોતાની ઇમાનદારીથી અમુક કથન કરે તો તે ગંભીર સોગન જેવું ગણાય છે એ પ્રમાણે કોઇ પણ કેપ્ટન કોઈ વીરબાળાને કહેકે "આ કામ તમારી ઇમાનદારી ઉપર વિશ્વાસ રાખી સોંપું છું." તો તે વીરબાળા એ કામ પોતાની સંપૂર્ણ શક્તિનો ઉપયોગ કરી કરે છે અને કો પણ પ્રકારનું વિઘ્ન આવવા દેતી નથી.

કોઇ વીરબાળા પોતાની ઇમાનદારીની દરકાર કર્યા વિના જૂઠું બોલે અને તેના ઉપર ભરોંસો મૂકયા પછી અમુક કામ ન કરે તો

તે વીરબાળા તરીકે રહી શકે નહિ, તેને સંઘમાંથી દૂર કરવામાં આવે છે, તેનું પદક છીનવી લેવામાં આવે છે અને તેને કોઇ દિવસ તે ધારણ કરવા દેવામાં આવતું નથી.

૨ વીરબાળા વફાદાર હોય છે.

રાજાને, પોતાના અમલદારોને, માતાને, પિતાને, પોતાના ઉપરીને, પોતાના હાથ નીચેના માણસોને અને મિત્રોને વીરબાળા વફાદાર હોય છે. ગમે તેવા સંજોગોમાં તે તેમને વળગી રહે છે અને તેમના દુશ્મનો અથવા બુરૂં બોલનારાનો તે વિરોધ કરે છે. વીરબાળા પોતે કદિ તેમનું બુરૂં બોલતી નથી.

૩ વીરબાળા બીજાને ઉપયોગી અને મદદગાર હોય છે.

પોતાની સલામતી, આરામ કે આનંદના જોખમે પણ વીરબાળા પોતાની ફરજ બજાવે છે. બે રસ્તામાંથી કયો રસ્તો લેવો તે તેને ન સૂઝે ત્યારે તે પોતાના મનને પૂછે છે કે "મારી ફરજ શી છે?" એટલે "બીજાને ફાયદાકારક શું છે?" અને અંતરનો અવાજ મળે તે પ્રમાણે કરે છે.

બીજાની જીંદગી બચાવવાને અને ઘાયલ થયેલાને મદદ કરવાને તે હમેશાં તૈયાર રહે છે. અને બીજાનું ભલું કરવાનો એકાદ પ્રસંગ દરરોજ મેળવી લે છે.

૪ વીરબાળા સઘળાની મિત્ર હોય છે. બીજી વીરબાળા સમાજમાં ગમે તે સ્થાન તે ભોગવતી હોય છતાં તેને બ્હેન તરીકે ગણે છે.

એક વીરબાળા બીજી વીરબાળાને મળે તો તે તદન અજાણી હોય છતાં પણ તેની સાથે વાતચીત કરે છે, તેના કામમાં મદદ કરે છે, ખાવાનું આપે છે અને બને ત્યાં સુધી તેની જરૂરી વસ્તુઓ પૂરી પાડે છે. વીરબાળામાં ભેદ દૃષ્ટિ હોતી નથી. ગરીબને તે ધિક્કારતી નથી અને પૈસાદારની અદેખાઇ કરતી નથી. સારી દુનીઆના મિત્ર "કીમ"ના જેવી તે હોય છે.

૫ વીરબાળા વિનયી હોય છે.

તે સઘળા તરફ વિનય બતાવે છે. અને ખાસ કરીને ઘરડાં નબળાં અને અપંગ તરફ નમ્ર હોય છે. બીજા તરફ વિનય બતાવીને કે મદદ કરીને કાંઇ ઇનામ તે લેતી નથી.

૬ વીરબાળા પ્રાણીમાત્રની મિત્ર હોય છે.

પ્રાણીઓને દરદથી પીડાતાં હોય ત્યારે તે બચાવે છે. નકામો કોઇ પ્રાણીનો તે જીવ લેતી નથી અને પ્રભુની સૃષ્ટિના નાનામાં નાના પ્રાણીને પણ તે મારતી નથી.

૭ વીરબાળા હુકમનું પાલન કરે છે.

માબાપના, ટુકડીના સરદારના અથવા વીરબાળા શિક્ષિકાના હુકમનો તત્કાળ તે અમલ કરે છે. લશ્કરના અને નૌકાસૈન્યના લડવૈઆઓની માફક કોઇ હુકમ પોતાને ન ગમતો હોય તો પણ પોતાની ફરજ સમજીને તે પાળે છે. પોતાની ફરજ બજાવ્યા બાદ હુકમની પ્રતિકૂળતા માટે કદાચ તે કહી શકે પણ પ્રથમ તો તત્કાળ હુકમ પાળવો પડે છે. આનું નામ વ્યવસ્થા અથવા તાલીમ કહેવાય.

૮ ગમે તેવી મુસ્કેલી હોય તો પણ વીરબાળા હસતી અને ગાતી જણાય છે. કોઈ પણ આજ્ઞા મળે કે વીરબાળા આનંદથી તત્કાળ તેને વધાવી લે છે, અણગમો બતાવતી નથી અને પોતાને એ કામ ન ગમતું હોય તો પણ ગાયન ગાતી ગાતી તે કરી લે છે.

હસતો ચહેરો મુસ્કેલીઓ અથવા દુ:ખનો ભાર ઓછો કરે છે, માટે હસીને કામ કરી લેવું જોઇએ.

વીરબાળા મુસ્કેલીથી ડરતી નથી અને ગુસ્સે થઇને બીજા તરફ ધુરકતી નથી. તે હસતી ગાતી ફરે છે. આથી તે ખુશી રહે છે અને બીજાને ખુશી કરે છે. ભયના વખતમાં પણ આ સ્થિતિમાં રહેવાથી તે આનંદમાં વખત ગાળે છે.

૯ વીરબાળા કરકસર કરે છે.

વીરબાળા બની શકે ત્યાં દરેક પાઇ બચાવે છે અને બેન્કમાં મુકે છે. આથી જ્યારે તેને ધંધો ન મળે ત્યારે આ પૈસા કામમાં આવે છે અને બીજાને તસ્દી આપવી પડતી નથી. બીજાને જરૂર પડે ત્યારે આ પૈસાથી તે મદદ પણ કરે છે.

૧૦ મન, વચન અને કર્મમાં વીરબાળા પવિત્ર રહે છે.

મલિન વિષયોની વાતચીત કરવાથી અથવા સાંભળવાથી વીરબાળા દુર રહે છે. પોતે પવિત્ર રહે છે, શુદ્ધ અંતઃકરણવાળી રહે છે અને પોતાનું સ્ત્રીત્વ જાળવી રાખે છે.

## છાવણી અને વીરબાળાના કાયદાનું શિક્ષણ.

એક વખત એક માણસ અમેરીકાના જંગલોમાં ગયો અને પુરાતન વખતના માણસની માફક જીવન નિર્વાહ કરી શકાય કે નહિ તે તપાસવા લાગ્યો. ખોરાક, કપડાં અથવા બીજાં સાધનો વિના તે એકલો ચાલી નીકલ્યો અને પોતાથી બની શકે તેવું નિર્વાહનું સાધન યોજી લેવા લાગ્યો.

પ્રથમતો તેણે એવા સાધનની શોધ કરી કે જેથી કોઇ પ્રાણીને મારી શકાય, અને લાકડાં કાપી અગ્નિ ચેતાવાય. પથ્થરની એક કુહાડી બનાવી. કુહાડીથી ઝાડની ડાળીઓ કાપી તેણે એક પાંજરૂં બનાવ્યું. આ પાંજરામાં એક રીંછ પકડાયું તેને તેણે મારી નાંખ્યું. રીંછની ચામડીની તેણે ધાબળી બનાવી અને માંસ ખોરાક તરીકે વાપર્યું. ઝાડની ડાળીઓમાંથી એક યંત્ર બનાવી તે દ્વારા અગ્નિ ચેતાવ્યો. કેટલાંક કંદમૂળ તથા ફળ શોધી કાઢ્યાં અને તે પકાવી તે ખાવા લાગ્યો. કોલસા બનાવી તેના ભુકાથી ઝાડની છાલપર આસપાસનો દેખાવ અને પ્રાણીઓનાં ચિત્ર તે ચીતરવા લાગ્યો.

આ પ્રમાણે એક મહીના કરતાં વધારે વખત સુધી તે જંગલમાં રહ્યો અને જ્યારે પાછો આવ્યો ત્યારે તેની તનદુરસ્તી અને જીવનનો

અનુભવ ઘણાં વધેલાં જણાયાં. જુદી જુદી યુક્તિઓથી સ્વતંત્ર અને સ્વાશ્રયી જીવન ગુજારતાં તે શીખ્યો અને સુખને માટે સુધરેલા જમાનામાં યોજાયલાં સાધનોથી તે મુક્ત થયો.

આજ કારણથી બાળવીરોને અને વીરબાળાઓને બહાર કેમ્પ કરવા મોકલવામાં આવે છે. ઘરમાં જે જે વસ્તુઓ વિના આપણે ચલાવી શકતાં નથી તે વિના કેમ્પમાં આપણે ચલાવી લઇએ છીએ. ઘરમાં અનિવાર્ય જણાતી વસ્તુઓ કેમ્પમાં આપણને જોઇતી નથી. કેમ્પમાં આપણને ઉપયોગી થઇ પડે એવી કેટલીક વસ્તુઓ આપણે પ્રથમ શીખી લેવી જોઇએ. વીરબાળાઓની ટુકડીઓને બહાર લઈ જતાં પહેલાં આ શીખવી દેવામાં આવે છે. દાખલા તરીકે:—

(૧) દેવતા પાડતાં આવડવું જોઇએ (૨) લાકડાં બળી શકે તેટલા માટે જોઈતા પ્રમાણમાં સુકાં લાકડાં એકઠાં કરતાં શીખવું જોઇએ. જંગલમાં ગેસના સ્ટવ મળી શકે નહિં. (૩) પોતાને જરૂર પૂરતું પાણી શોધી લેવું જોઇએ. આ પાણી સારૂં જોઇએ નહિ તો માંદા પડાય.

જંગલમાં રસોઇ કરવાનાં વાસણ કુસણનાં સઘળાં સાધનો મળી શકે નહિ તેથી સાદામાં સાદી રીતે અને જે હાજર હોય એવાં સાધનોથી કામ ચલાવવું પડે છે. જૂના કલાઇના ડબાનું અથવા એવા કોઈ સહેલાઇથી મળી આવતા સાધનમાંથી લોઢી કઢાઈ અથવા તપેલી બનાવી લેવી પડે છે.

## સૃષ્ટિ નિરીક્ષણ.

નિશાળમાં હોઇએ તેના કરતાં બહાર હોઇએ ત્યારે જુદી રીતે સૃષ્ટિજ્ઞાન મેળવી શકાય છે. અહિંઆં દિવસ અને રાત્રિ આપણી સમ્મુખ કુદરત આવી રહેલી હોય છે, તેથી યોગ્ય રીતે આપણે તેનો અભ્યાસ કરી શકીએ છીએ જીવનમાં પહેલીજ વાર તારાઓની નીચે તમે પ્રત્યક્ષ આવી રહો છો. કલાકે કલાકે નવા ઉગતા તારા નિહાળો

છો અને વિશ્વમાં કેટલી વિશાળ જગ્યામાં તેઓ આવેલા છે તે તમને જણાય છે. નિશાળમાં તમને શીખવવામાં આવે છે કે આપણા જેવી અનેક દુનીઆઓને સૂર્ય પ્રકાશિત કરે છે. આ દુનીઆઓ આકાશમાં સૂર્યની આસપાસ ફરે છે. તમારા હાથમાં અડધો રૂપીઓ પકડી હાથ લંબાવી જોશો તો આવા અનેક સૂર્યો તેમના ફરતા ગ્રહોની સાથે ઢંકાઇ જશે. આ પરથી તમને વિશ્વનિ વિશાળતાનો કાંઇક ખ્યાલ આવશે. મહાન પરમાત્માની અદભુત કૃતિનું જીવનમાં પહેલીજ વાર તમને કાંઇક ભાન થશે.

જંગલમાં વળી તમને દરેક જાતના છોડવાઓ દેખાશે. તમે તેમનો કુદરતી સ્થિતિમાં અભ્યાસ કરી શકશો. તેમનાં ચિત્રો અને સુકા નમુનાના સંગ્રહોને બદલે તેઓ કેવી રીતે ઉગે છે અને કેવા દેખાય છે તેનું તમને પ્રત્યક્ષ જ્ઞાન મળશે.

તમારી આસપાસ, વળી, પક્ષીઓ, પ્રાણીઓ અને જંતુઓ જણાશે. તેમના સંબંધી તમને જેમ જેમ જ્ઞાન મળતું જશે તેમ તેમ તેમના પર તમને પ્રેમ ઉપજશે. એક વખતે તેમના પ્રતિ પ્રેમ થશે તો તેમને નુકશાન કરવાનું તમને મનજ નહિ થાય. પક્ષીનો માળો તમે તોડશો નહિ, પશુઓને ધમકાવશો નહિ, જીવજંતુને મારશો નહિ તેમની જીવનક્રિયા અને ખાસીઅતોનું જ્ઞાન મળ્યા પછી આમ બનશે. આ પ્રમાણે "વીરબાળા પ્રાણી માત્રની મિત્ર છે" એ નિયમનું તમે પાલન કરશો. જંગલમાં તમને થોડી અગવડ અને મુશ્કેલીઓ પડશે. પણ થોડી તસ્દીથી અને ખાસ કરીને હસીને તેમનો ઉકેલ કરવાથી તમે તેમાંથી મુક્ત થઈ શકશો.

છાવણીમાં બીજા મિત્રોની સાથે રહેવાથી દરેક પળે તમે તેમને મદદ રૂપ થઈ સત્કાર્ય કરી શકશો જો આપલેનો ગુણ કેળવી સારો સ્વભાવ કેળવી ન શકાય તો છાવણીની જીંદગી દુ:ખમય લાગે છે.

આ પ્રમાણે સદ્ભાવના, ઉપયોગિતા અને મિત્રતાના કાયદાઓનું પાલન કરી વીરબાળાના કાયદાઓ તમે પાળી શકો છો. દરેક વસ્તુ યોગ્ય સ્થળે રાખવાનું તથા પોતાનો સામાન અને તંબુ બને તેટલો સ્વચ્છ રાખવાનું તમે શીખી શકો છો. આમ ન થાય તો ગંદવાડ થાય છે અને ગંદવાડથી અનેક અડચણો આવી પડે છે.

ખોરાકનો યોગ્ય વ્યય કરી બચાવ કરો છો અને તેથી સ્વચ્છતા અને કરકસરના ગુણને તમે કેળવો છો. થોડા વખતમાંજ તમને જણાશે કે છાવણીમાં કેટલા ઓછા ખરચે રહી શકાય છે અને કેટલો બધો આનંદ મેળવી શકાય છે પ્રભુની આપેલી શુદ્ધ હવામાં રહેવાથી શુદ્ધ વિચારો આવી શકે છે. વીરબાળા સંઘનો એક પણ એવો કાયદો નથી કે છાવણીમાં રહીને પાળ્યા પછી બીજી જગ્યાએ વધારે સારી રીતે તે ન આચરી શકાય.

## વીરબાળાની પ્રતિજ્ઞા

હું મારી ઈમાનદારીથી પ્રતિજ્ઞા કરૂં છું કે:—

૧ પરમાત્મા અને નામદાર શહેનશાહ તથા પોતાના દેશ પ્રત્યેની ફરજમાં.

૨ બીજા લોકોને દરેક પ્રસંગે મદદ કરવામાં.

૩ વીરબાળા સંઘના કાયદા પાળવામાં હું મારાથી બનતું બધું કરીશ.

## પરમાત્મા પ્રત્યેની ફરજ.

૧૩૦૦ વર્ષ પર એક બ્રિટીશ સરદારે કહ્યું છે કે:—

“બહાર સઘળે સ્થળે અંધકાર અને તોફાન હોય અને આપણે અંદર બળતી સઘડી આગળ ભોજન લેતા હોઇએ ત્યારે એક મોટા ઓરડામાં ચકલીના ઉડવાના જેવું આપણું જીવન મને ભાસે છે. તે ઓરડામાં દાખલ થાય છે; ક્યાંથી તે કોઈ જાણતું નથી, અને તે....

થોડો સમય પ્રકાશ અને હુંફમાં ભમે છે, અને પછી અંધકાર તરફ ઊડી જાય છે. માનવ જીવનનું પણ તેમજ છે; કોઇ જાણતું નથી કે તે ક્યાંથી આવે છે; આ જગતમાં થોડો વખત હયાતી ભોગવે છે, અને આખરે તે ચાલ્યો જાય છે–ક્યાં તે કોઇ જાણતું નથી. પણ હવે તમે અમને બતાવો છો કે જો અમે જીવન દરમીઆન કર્તવ્યપાલન કરીએ, તો જીવનને અન્તે અંધકારમાં લય નહિ પામીએ, કેમકે કાઇસ્ટે વધુ પ્રકાશવાળા ઓરડામાં પ્રવેશ કરવા માટે આપણે માટે દરવાજો ઉઘાડ્યો છે. તે સ્વર્ગ ગૃહમાં જઇ આપણે નિરંતર શાન્તિમાં રહી શકીએ.

રાજા ઍડવિને ઉત્તર ઇંગ્લૅન્ડના આ સર્વ સરદારોને ખ્રિસ્તી ધર્મના જ્ઞાનમાં પ્રવેશ કરાવ્યો તે સમયે તે વૃદ્ધ સરદાર તે સર્વના હિતાર્થે આ પ્રમાણે કહેતા હતા; અને તેમની જુની પુરાણી દેવ પૂજા કરતાં આ વધારે શાન્તિદાયક સમજીને તેનો તેમણે તેને તેજ વખતે સ્વીકાર કર્યો. અને તે દિવસથી હંર હમેશ બ્રિટિશ ટાપુઓ ઉપર ખ્રિસ્તી ધર્મનીજ માત્ર આણ પ્રવર્તે છે.

ધર્મ છેક સરળ બાબત જણાય છે.

૧ ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવો.

૨ અન્ય મનુષ્યોનું ભલું કરવું.

## સરદારો.

પુરાતન કાળના સરદારો જેઓ પ્રજાના સ્કાઉટ્સ (વીરો) હતા તે ઘણા ધર્મિષ્ઠ હતા. તે હંમેશાં કાળજી પૂર્વક દેવળમાં ઇશ્વર પ્રાર્થનામાં હાજર રહેતા, અને તેમાં પણ લડાઇમાં જતા અગાઉ તેમજ ગંભીર મુશ્કેલી ભર્યું કંઇ પણ કાર્ય હાથ ધરતા અગાઉ તો ખાસ તેમ કરતા. 'મરણ માટે સતત તૈયારજ રહેવું' એ તેઓ ઘણી વાજબી વાત માનતા. જે જગાએ પુરાતન સરદારો પ્રાર્થના કરતા અને તેમના ધાર્મિક

સિદ્ધાન્તોનો લેખ વંચાતો ત્યારે 'અમે આ સિદ્ધાન્તોનો બચાવ અમારી તરવારથી અને જીંદગીના જોખમે કરવા તૈયાર છીએ' એવી પ્રતિજ્ઞાના ચિહ્‌ન તરીકે ખુલ્લી તરવાર સહિત તેઓ ઉભા રહેતા, તે સ્થળ આજે પણ માલ્ટાના મહાન દેવળમાં તમે જોઇ શકો છો. દેવળમાં ઇશ્વરની ઉપાસના કરવા ઉપરાંત તે સરદારો, જે જે વસ્તુઓ પરમેશ્વરે સરજી છે–જેવી કે પ્રાણીઓ, વનસ્પતિ, કુદરતી દૃશ્યો વગેરે તે સર્વમાં ઇશ્વ-રની શક્તિ હોવાનું માનતા. અને આજે 'વીરબાળાઓ' ના સંબંધમાં પણ તેમજ છે. જ્યાં જ્યાં તેઓ જાય છે ત્યાં ત્યાં વન ઉપવનો પર્વતમાળાઓ, હરિયાળાં મેદાનોને તેઓ ચાહે છે, અને તેમાં વાસ કરી રહેતાં પ્રાણીઓ તેમજ ફુલ અને છોડવાની ખૂબીઓનું નિરીક્ષણ કરવાનું તેમજ તેમને વિષે જ્ઞાન મેળવવાનું તેમને ઘણું ગમે છે. ઇશ્વ-રને માનતો ન હોય ને તેનાં ફરમાનો ન પાળતો હોય ત્યાં લગી કોઈ પણ માણસ પોતાને માટે તેમજ બીજાને માટે સારો ગણાતો નથી, તેથીજ દરેક વીરબાળાને ધર્મ હોવો આવશ્યક છે.

## ઇશ્વરની સેનાની ટુકડીઓ.

ધર્મના અનેક પ્રકાર છે, જેમકે, ખ્રિસ્તિ, હિંદુ, યાહુદી, મુસલમાન વગેરે, પરંતુ તે સર્વમાં ખાસ બાબત તો એ છે કે જુદે જુદે માર્ગે છતાં પણ તેઓ ઇશ્વરનેજ પૂજે છે. તેથી જ્યારે તમે વિધર્મી વીરબાળાને મળો ત્યારે તમારે તેનાં વિરોધી થવું ન ઘટે, પણ સમજવું જોઇએ કે ગમે તેમ પણ જે રાજાની તમે સેવા ઉઠાવો છો તેનીજ સેવા તે પણ કરે છે.

ઇશ્વર પ્રત્યે તમારૂં કર્તવ્ય બજાવવામાં તમે હમેશ તેનો આભાર માનો. જ્યારે જ્યારે તમે કોઇ પ્રકારનો વિનોદ કે રમતમાં આનંદ મેળવો કે એકાદ સારૂં કામ કરવામાં સફળ થાઓ ત્યારે ત્યારે તેને માટે ઇશ્વરનો આભાર માનો, તે આભારદર્શન ભોજન સમયે આપણે ઇશ્વર

સ્મરણ કરીએ છીએ તે મુજબ એક બે શબ્દોમાં પણ હોય, અને બીજાને માટે ઇશ્વરનો આશીર્વાદ માગવો એ સારૂં છે. જેમકે જ્યારે તમે આગગાડી ઉપડતી જુઓ ત્યારે તેમાં બેઠેલા સર્વ કોઇને સારૂ ઇશ્વરની કૃપાની યાચના કરો.

મનુષ્ય પ્રત્યે તમારૂં કર્તવ્ય બજાવવામાં મદદગાર અને ઉદાર બનો, અને તમારા પ્રત્યે કંઇ પણ ભલાઇ બતાવવામાં આવે ત્યારે હંમેશાં આભારવૃત્તિ રાખો અને તે વૃત્તિ દર્શાવવાની ખાસ કાળજી રાખો.

## 'સ્ટાર' (વિશિષ્ટ પદવીધર) કેવી રીતે થવાય.

યાદ રાખવું કે કોઈ વસ્તુ તમને ભેટ આપવામાં આવી હોય, તે સારૂ તમે તે આપનારનો આભાર નથી માન્યો ત્યાં સુધી તે તમારી નથીજ. તમે એક વિશાળ ઓરડામાં ઉડતી ચકલી જેવાં છો, અર્થાત્ આ જગતમાં તમારૂં જીવન નિર્ગમન કરો છો, તે સમયમાં તમારી હયાતી પછી પણ જળવાઇ રહે તેવું કંઇ ભલું કરવા જરૂર પ્રયત્ન કરો. એક લેખક કહે છે, કે

'હું ઘણી વાર વિચારૂં છું, કે જ્યારે સૂર્ય અસ્ત પામે છે ત્યારે આખું જગત સ્વર્ગના પ્રકાશથી એક વિશાળ કામળા હેઠળ છુપાઇ જાય છે, પણ તારાઓ તે તો આ જગતમાં જે મનુષ્યોએ ભલાઇનાં કામો કર્યાં છે તેમણે એ વિશાળ કામળામાં પાડેલાં ઝીણાં છિદ્રો છે. બધા તારાઓ કદમાં સરખા નથી હોતા, કેટલાક મોટા ને કેટલાક નાના હોય છે; તેવીજ રીતે કેટલાંક મનુષ્યોએ મોટાં અને કેટલાંક નાનાં કામો કર્યાં છે, પરંતુ એટલું તો નક્કીજ કે તે સર્વેએ સ્વર્ગવાસ પામતાં પહેલાં કામળામાં પોતાનાં ભલાં કૃત્યોથી છિદ્ર તો પાડયાં."

જ્યાં સુધી તમે આ દુનિયાપર છો ત્યાં સુધીમાં તે કામળામાં તમારૂં પોતાનું છિદ્ર કરી લેવાનો પ્રયત્ન કરો.

## ભલા હોવું એ ઠીક વાત છે, પરંતુ ભલું કરવું એ અનેક ગણું ઉત્તમ છે.

## રાજા, દેશ અને સામ્રાજ્ય પ્રત્યેનું કર્તવ્ય.

હવે આપણે અનેક પ્રજાઓના બનેલા બ્રિટિશ સામ્રાજ્ય રૂપી એકજ કુટુંબના કુટુંબીજન છીએ.

| | |
|---|---|
| બ્રિટન. | કેનેડા. |
| ઑસ્ટ્રેલિયા. | હિંદુસ્તાન. |
| ન્યુ ઝીલૅન્ડ. | આફ્રિકા. |

આપણું સામ્રાજ્ય એ લાકડીઓની ભારી જેવું છે. જો દરેકને છુટું છુટું લઇએ તો તે સહેલાઇથી ભાગી શકાય, પરંતુ જો તે દેશાભિમાનની દૃઢ ગાંઠથી મજબુત બંધાયલું હોય, તો તે આખી ભારી ભાગવી અશક્ય છે.

અને દેશાભિમાનની દૃઢ ગાંઠ તે આપણા મહારાજા છે. જ્યાં સુધી જે કંઇ આપણા મહારાજા અને દેશને અગત્યનું હોય એવું પાર પાડવા માટે પોતાથી બનતું કરવા આપણામાંથી સૌ કોઇ પ્રયત્નશીલ રહે ત્યાં સુધી આપણી પ્રજા મજબુત, સુખી અને આબાદ રહેશે.

એક કુમારિકાને એક પ્રસંગે પૂછવામાં આવ્યું કે તે ક્યાં જન્મી હતી.

'કેન્ટમાં.:

'તું અંગ્રેજી બાલિકા હોવા માટે મગરૂર નથી શું?'

'હા—પણ હું જેને માટે મગરૂર છું તે તો એ છે કે હું બ્રિટિશ સામ્રાજ્યની છું.'

તમે તેના જેવાં છો? વારૂ તો પછી મગરૂર દેખાઓ.

## સંકેત ચિહ્નો અને સંકેત. વીરબાળાનું નમન.

જમણા હાથને ખભા સામે બરાબર સીધી લીટીમાં આવે તેવી રીતે ઉંચો કરવો, હથેલી સામે રાખવી, અંગુઠો ટચલી આંગળીના નખ પર રાખવો અને બાકીની ત્રણ આંગળીઓ સીધી ઉભી રાખવી. આ રીતે વીરબાળા નમન કરે છે.

જ્યારે હાથનો પોંચો ખભા સુધીજ ઉચો કરવામાં આવે ત્યારે તેને 'અર્ધનમન' કહેવામાં આવે છે. જ્યારે છેક માથા સુધી ઉંચો કરવામાં આવે ત્યારે 'પૂર્ણ નમન' કહેવાય.

( વીરબાળાના 'પદવીચિહ્ન' ની માફક ) ઉભી ત્રણ આંગળીઓ 'વીરબાળાના વચન' ની ત્રણ પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવે છે.

૧ ઇશ્વર અને સામ્રાટ તથા દેશ પ્રત્યેનું પોતાનું કર્તવ્ય પાલન.

૨ અન્યને સહાય થવું.

૩ વીરબાળા માટેનાં ફરમાનો પાળવાં.

દિવસમાં જ્યારે પહેલીજ વાર કોઇ વીરબાળા બીજી બાળાને મળે, પછી તે સહયોગિની કે બીજી ગમે તે હોય, ત્યારે તે પોતાના સંકેત ચિહ્ન મુજબ 'અર્ધ નમન' કરે છે.

કોઇ પણ અધિકારીને—ટુકડીના નાયક કે કેપ્ટનને—તે હમેશાં 'પૂર્ણ નમન' કરે છે, તેમજ યુનિયન જેકને ખુલ્લો કરતાં, ટુકડીના વાવટાને ખુલ્લો કરતાં કે રાજગીત ગવાય ત્યારે તેમજ શબવહન ક્રિયા સમયે પણ તે પૂર્ણ નમન કરે છે.

જ્યારે દેવળમાં રાજગીત વગાડાતું હોય ત્યારે વીરબાળા નમન કરતી નથી, પરંતુ 'તત્પરતા' ની સ્થિતિમાં ઉભીજ રહે છે.

ટુકડી સાથે કુચ કરતી વખતે કે તેમાં વિભાગ પ્રમાણે ગોઠવતી વખતે વીરબાળા હાથથી 'વંદન' કરતી નથી. બીજી ટુકડીઓની કે

'ઉપરી અધિકારીની બાજુમાં થઇને જતાં પણ અધિકારી કે ટુકડીની નાયિકાજ માત્ર હાથથી 'વંદન' કરે છે, અને તેજ વખતે આજ્ઞા આપે છે કે 'નજર જમણી' અગર "નજર ડાબી" અને તે સાંભળતાંજ વીરબાળાઓ જ્યાંસુધી 'સીધું જુઓ' નો હુકમ અધિકારી તરફથી ન મળે ત્યાંસુધી તે દિશા તરફ એકદમ પોતાનું માથું ફેરવે છે.

જ્યારે વંદન કરો ત્યારે તો તમારે સંપૂર્ણ રીતે ચપળ રહેવાની આવશ્યકતા સૌથી વિશેષજ છે, નહિંતો તમારો દેખાવ ઘણો કંગાલ થઈ પડશે.




This path not to be followed.



Stop.



" I have gone home."



## અરણ્ય–પર્યટન સમયનાં સંકેત ચિહ્નો.

અહીંથી પાંચ ડગલાં દૂર તીરની દિશામાં પત્ર સંતાડ્યો છે.

આ માર્ગે ન જવું.

હું ઘેર ગઇ છું.

### (સહી) પંદરમી કલકત્તાની ટુકડીની નેતા.

રાતના સમયે લાકડાંના થોડા ટુકડાની આસપાસ ઘાસની જડ વીંટાળીને કે રસ્તાપર તેવી રીતે પથરા ગોઠવીને જમીન પર મૂકવા કે જેથી હાથ ફેરવી જાણી શકાય.

## સંકેત અને સંકેત ચિહ્નો.

જ્યારે, વીરબાળા અન્ય વીરબાળાઓને ભેગી કરવી હોય છે ત્યારે સીસોટી વગાડે છે, એટલે સૌ કુચ કરતાં તેની તરફ દોડી જાય છે.

### સીસોટીના સંકેત આ પ્રમાણે હોય છે.

ટુંકો અવાજ એટલે 'હી' ધ્યાન આપો !

લાંબો સળંગ અવાજ એટલે 'ઉભાં રહો,' શાન્ત રહો' 'તત્પર રહો' 'મારી તરફથી બીજા સંકેતની રાહ જુઓ' 'કે થોભો !' લાંબા ધીમા એક પછી એક સામટા અવાજનો અર્થ 'બહાર જાઓ,' આગળ વિસ્તાર કરો 'આગળ વધો' 'પસરો' 'છુટાં પડી જાઓ' ઈ. સમજવા.

એકાંતરે ટુંકા અને લાંબા અવાજ એટલે 'સાવધાન,' 'જોતાં રહો' 'તૈયાર રહો' 'સ્થાનપર હાજર થઇ સાવધાન થાઓ.'

વીરબાળાની અધિષ્ઠાત્રી તરફથી ત્રણ ટુંકા અવાજ પછી એક લાંબો અવાજ થાય તો તે ટુકડીનાં નેતાને બોલાવે છે એમ સમજવું, એનો અર્થ 'નેતાઓ, અહીં આવો.'

સીસોટીનો કોઇ પણ સાંકેતિક અવાજ સાંભળતાંજ એકદમ તેને આધીન થઈ કુચ કરી બને તેટલી ઝડપથી દોડતા જવું, પછી તે વખતે ગમે તે બીજું કામ કરતાં હો તેની ફીકર નહિ.

હાથથી દર્શાવવાનાં સંકેત ચિહ્નોઃ (જે ટુકડીનાં નેતાઓ પણ તેમના વાવટા સહિત જરૂર પડતાં કરી શકે):—

ચહેરાની એક બાજુથી બીજી બાજુ સુધી કેટલીકવાર હાથ આડો હલાવ્યા કરવામાં આવે કે વાવટો ચહેરાની સામે તેવી રીતે હલાવવામાં આવે તો તેનો અર્થ 'ના' 'કંઇ હરકત નહી' 'હતાં તેમ થઈ જાઓ' ઈ. સમજવું.

વાવટો કે હાથ ઉંચે રાખી ધીરે ધીરે બાહુની પૂર્ણ લંબાઇએ એક બાજુથી બીજી બાજુ હલાવવામાં આવે કે સીસોટીથી સતત

ધીમા ટુંકા અવાજ કરવામાં આવે તો સમજવું કે 'વિસ્તાર કરો' 'વધુ આગળ પથરાઓ,' 'છુટાં છુટાં થઈ જાઓ.'

વાવટો કે હાથ ઉંચે રાખીને ઉતાવળથી બાહુની પૂર્ણ લંબાઇએ હલાવવામાં આવે કે સીસોટીથી ઉતાવળા ટુંકા અવાજ સતત કરવામાં આવે તો સમજવું 'સમેટાઇ જાઓ,' 'ભેગાં થઈ જાઓ' 'અહીં આવો.'

હાથ કે વાવટો અમુક દિશા તરફ ફેરવાયલો હોય તો સમજવું કે 'તે દિશામાં જાઓ.'

મુઠી વાળેલો હાથ કે એકદમ ઉંચો નીચો કેટલીકવાર વીંઝાતો વાવટો એનો અર્થ 'દોડો' એમ સમજવું.

માથાપર બરાબર સીધો રાખેલો હાથ કે વાવટો હોય, તેનો અર્થ 'થોભો' 'અટકો' સમજવો.

જો નેતા એક હુકમ કે સંદેશો થોડે દૂર ઉભેલી કોઇ વીરબાળાને બૂમ પાડીને કહેતાં હોય અને તે વીરબાળા જો બોલાતું હોય ને સાંભળી શકતી હોય તો તેણે બધો વખત પોતાના હાથનો પંજો માથા સાથે સીધી લીટીમાં ઉંચો કરી રાખવો, જો પોતે ન સાંભળી શકે તો તેમણે કંઈ પણ સંકેત કર્યા વિના શાન્ત ઉભા રહેવું. પછી નેતા વધુ મોટેથી તે ફરીથી કહી જશે અગર તો વીરબાળાને નજીક આવવા નિર્દેશ કરશે.

## અવલોકન.

**પરીક્ષણ.** જો વીરબાળા તરીકે જરાતરાય સુયોગ્યતા પ્રાપ્ત કરવી હોય તો વીરબાળાએ વસ્તુઓના અવલોકનમાં ચપળતા દાખવવી જોઇએ. દરેક નાનો માર્ગને દરેક નાનું ચિહ્ન તેણે ધ્યાન પૂર્વક તપાસવાનું છે. અને આ રીતે માર્ગ સમજી તેને અનુસરવું અને તેમનો અર્થ સમજવો એનો 'પરીક્ષણ' માં સમાવેશ થાય છે. દાખલા

તરીકે, તમારે પક્ષીનો માળો શોધી કહાડવો હોય તો તમારે પરીક્ષણ. કરવું પડે છે, એટલે કે તમારે પક્ષીને ઝાડીની અંદર ઉડી જતું ધ્યાન પૂર્વક જોઇ તે પરથી તેનો માળો કયાં હશે તેની અટકળ કરી તેની પાછળ જઈ તે શોધી કહાડવો પડે છે. કેટલાંક પક્ષીઓની બાબતમાં તો તેમનો માળો શોધી કહાડવો એ ઘણુંજ મુસ્કેલ છે, (દાખલા તરીકે લાર્ક કે સ્નાઈપ પક્ષી) પણ જે પક્ષીઓને (ખાસ કરીને સ્નાઇપને) ઓળખે છે તે તેનો અવાજ તરતજ કળી શકશે. જ્યારે સ્નાઈપ પોતે આનંદમાં આમ તેમ ઉડતું હોય ને અવાજ કરે છે તેના કરતાં જુદીજ ઢબે તે ભયભીત હોય ત્યારે અવાજ કરે છે. તેનાં બચ્ચાં તેની નજીકમાં હોય ત્યારે વળી જુદીજ જાતનો અવાજ તે કરે છે. તેથી જે લોકોએ તેની કાળજીથી તપાસ કરી હોય છે, તેનો અવાજ સાંભળ્યો હોય છે ને તેનો અવાજ સાંભળતાંજ તેને ઓળખી શકે છે, તે સારી પેઠે જાણી શકે છે કે તેનાં બચ્ચાં કે તેનો માળો કયાં છે.

**પદાનુસરણ:** ઘણા જંગલી દેશોમાં ત્યાંના રહેવાસી શિકારીઓ જમીન ઉપરનાં પગલાં શોધી તેને અનુસરી પોતાનો શિકાર શોધી કહાડે છે, અને જમીનપર જરા સરખી પણ પગલાંની નિશાની જોઈ કહાડવામાં એટલા તો ચપળ બની જાય છે કે તેઓ સુખેથી પોતાના શિકારનો પીછો પકડી શકે છે, જ્યારે સુધરેલા માણસને સહેજ જેટલી પણ નિશાની જણાતીજ નથી. પણ નિશાની કે પગલાં ઓળખવાનો ઉદ્દેશ તો એ છે કે તેના પરથી તમે અર્થ ઉપજાવી શકો. તે પુસ્તક વાંચવા બરાબર છે. તમે જુદા જુદા અક્ષરો જુઓ છો, તે અક્ષરો મળી જુદા જુદા શબ્દો બને છે, અને શબ્દોમાંથી અર્થ ઉપજી આવે છે; અને વળી તેમાં અલ્પવિરામ, અર્ધવિરામ, પૂર્ણવિરામ ઈ. ચિહ્નો પણ હોય છે; આ સર્વ અર્થમાં ફેરફાર કરે છે. એ બધાંય નાનાં સંકેત ચિહ્નો છે અને જે તેનાથી ટેવાયલાં હોય છે અને તે વાંચતાં શીખ્યાં હોય છે તે એકદમ તેમાંથી અર્થ ઉપજાવી શકે છે, જ્યારે એક જંગલી મનુષ્ય જે તેમાંનું કંઇ શીખ્યો હોતો નથી તે તેમાંથી

જરાય અર્થ નિપજાવી શકતો નથી. અને પદાનુસરણની બાબતમાં પણ તેમજ છે.

**ગુપ્તચરપણું:** તેવીજ રીતે ગુપ્તચરો (ડિટેક્ટિવો), જ્યારે તેઓ કંઇ ગુનાહની તપાસ ચલાવતા હોય છે ત્યારે તેમને પણ છેક નાની નાની બાતમીઓ પરથી આગળ વધવાનું હોય છે, અને જો તેઓ પોતાની બુદ્ધિવડે આને ઓળખી ન કહાડી શકે તો ગુન્હેગારો કદાચ છટકી જાય.

વારૂ, વીરબાળાઓ પણ ગુપ્તચરોની જેમજ નાનાં સંકેત ચિહ્નો જોઇ તેનો અર્થ સમજે, અને તે પણ ફકત પ્રાણીઓ કે પક્ષીઓ સંબંધી જ્ઞાન મેળવવા માટેજ નહિ પરંતુ પોતાની માનવજાતના બંધુઓ સંબંધી પણ જ્ઞાન મેળવે એ અમારો આશય છે.

લોકોમાં સંકટ કે ગરીબાઇની નાની નિશાનીઓ પારખો તોજ તમે ઘણીવાર તેમને ઉત્તમ રીતે મદદ કરી શકો. ઘણું ખરૂં તો જે પોતાનું સંકટ છુપાવતા રહે છે તેમનેજ મદદની સૌથી વધુ જરૂર હોય છે; અને જો તમે ચપળ હો અને દુઃખની નાની નિશાની પારખી શકો તો તમે એક યા બીજી રીતે મદદ આપી શકો અથવા આપવા માગણી કરી શકો. આ રીતે જાતિ ભાઇઓ તરફ તમે સમભાવના કેળવી શકો—અને તે માત્ર પ્રાણીઓનાં જ મિત્ર નહિ પણ આ જગતનાં મનુષ્ય માત્રના પણ મિત્ર બની શકો; અને એક રીતે આમ ‘ બીજાને મદદ કરવી અને સર્વ પ્રત્યે મિત્રતા રાખવી ’ એ વીરબાળાના નિયમનું પાલન જ કરો છો.

**શહેરમાં સૃષ્ટિ વિજ્ઞાન**—આમ નાની નાની વસ્તુઓ પારખવી, (અને તેમાં ખાસ કરીને પ્રાણીઓના જીવન સંબંધીની) તેમાં માત્ર તમને ઘણો રસ પડશે એટલુંજ નહિ, પણ તેથી સામી તમને ઘણી મોજ ને જીવનનો સુંદર વિનોદ મળશે. શહેરમાં રહેવા છતાં

પણ તમે પક્ષીઓ અને પ્રાણીઓનું અમુક અંશે નિરીક્ષણ કરી શકો. તમને કદાચ એમ લાગશે કે કલકત્તા જેવા શહેરમાં કંઈ વિનોદ મેળવવા જેવું વધુ ન હોય, અને તેમ છતાંય જો તમે માત્ર ચકલીનું જ સૂક્ષ્મ નિરીક્ષણ કરો અને તેના વિષે બનતું સર્વ જાણવા પ્રયત્ન કરો તો તમને માલૂમ પડશે કે તેમાંથી ( તેમના વ્યકિતત્વ સંબંધી અને વિનોદરૂપે ) તેમની રીતરસમને ટેવો માળા બાંધવાની રીત, તેમનાં બચ્ચાંને ઉડતાં શીખવવાની રીત ઈ. ના નિરીક્ષણદ્વારા ઘણું જાણવાનું મળે છે.

## આપણો વાવટો




યુનિયન જેક.

લશ્કરમાં અને સરકારી મકાનોપર આપણો યુનિયન જેક ( રાજ્યધ્વજ ) ફરકતો જોવામાં આવે છે.

રાજ્યચિહ્નયુક્ત વાવટો જેનાપર ઈંગ્લૅંડના સિંહ આયર્લૅન્ડની વીણા અને સ્કૉટલૅંડના સિંહ દર્શાવેલા હોય છે, તે જ્યારે રાજા કે રાણી હાજર હોય ત્યારેજ ફરકાવવામાં આવે છે.

'યુનિયન જેક' એ બ્રિટિશ સામ્રાજ્યનો રાજ્યધ્વજ છે, અને એ શ્વેત ભૂમિકાપર રાતા ક્રોસ ( ઉભા સાથીઆ ) સહિતના સેંટ જ્યોર્જના વાવટાનો બનેલો છે. ઈ. સ. ૧૬૦૬ માં પહેલા જેમ્સ રાજાએ તેમાં સ્કોટલૅંડનો વાવટો ભેળવ્યો, જે વાદળી ભૂમિકાપર એક ખૂણાથી બીજે ખૂણે જતા એવા આકારના સૅંટ એંડ્રુના સાથીઆ સહિતનો હતો.

ઇ. સ. ૧૮૦૧માં આયર્લૅન્ડનો સેંટ પેટ્રિકનો વાવટો તેમાં ઉમેરાયો. સેંટ પેટ્રિકનું સ્વસ્તિક ચિહ્ન શ્વેત ભૂમિકાપર રાતા રંગનો એક ખૂણેથી બીજે ખૂણે જતો સાથીઓ હતું અર્થાત્ વાવટો હવે ઈંગ્લૅંડ, સ્કોટલૅંડ ને આયર્લૅન્ડનો સંયોગ–ઐક્ય દર્શાવે છે.



સેન્ટ જ્યોર્જ ક્રોસ. ધોળાપર રાતો ક્રોસ.

પણ તેને ફરકાવવાની યોગ્ય અને અયોગ્ય રીત હોય છે, જે તમારે બધાંએ જાણવી ને સમજવી જોઇએ, કેમકે ઘણી વાર તે એવી રીતે ફરકાવવામાં આવે છે કે તેનો વાસ્તવિક અર્થ એમ થાય છે કે તમે કંઇ સંકટમાં છો; જો કે લોકો તો આ માત્ર ભૂલથી કે અજ્ઞાનથી જ કરે છે. તમે જોશો તો જણાશે કે એક ખૂણેથી બીજે ખૂણે જતી આપણા વાવટાની લાલ પટીઓની એક બાજુ પાતળીને બીજી બાજુ જાડી શ્વેત પટી હોય છે. હવે જે પહોળી છે તે વાવટાની ઉપરની બાજુ, જે કાઠીની નજીકમાં નજીક હોય તે બાજુએ હોવી જોઇએ, એ વાવટાને ખુલ્લો ફરકાવવાની રીત છે; અને નીચેની બાજુએ છુટો છેડો છે જેને 'ફરકતો છેડો' એ સંજ્ઞાથી ઓળખવામાં આવે છે.

પહેલા જેમ્સ રાજાએ આ વાવટાની શરૂઆત કરી. તેનું બીજનું જેકસ હતું તે પરથી, કે પછી સરદારો પોતે કઈ પ્રજાના છે તે ઓળખાવવા પોતાના બખ્તરપર 'જેક' કે 'જેકેટ' નાનું બદન પહેરતા તેના ઉપરથી આ વાવટાને 'જેક' નામ મળ્યું. અંગ્રેજ સરદારો સેંટ જ્યોર્જના રાતા સાથીઆવાળું શ્વેત બદન પહેરતા અને તેમનો વાવટો પણ આવોજ હતો.



સેન્ટ એન્ડ્રુનો ક્રોસ. ધોળાપર રાતો ક્રોસ.

જો વાવટો ઉલટી બાજુ સહિત ઉડાવવામાં આવે તો તે સંકટ દર્શાવે છે. જો તે અર્ધ કાઠીએ ઉડાવવામાં આવે તો તે શોક દર્શાવે છે.

મહારાણી વિક્ટોરીઆનો જન્મદિવસ ૨૪ મી મે છે, તે સામ્રાજ્ય પર્વનો દિવસ 'એમ્પાયર ડે' છે. અને તે દિવસે આપણે બધા વાવટો ફરકાવીએ છીએ અને રાજ્ય પ્રત્યે ખાસ માનની લાગણી દર્શાવવા તેને નમન કરીએ છીએ.

અને તે વળી 'વીરબાળાના પર્વનો દિવસ' છે એટલે આપણે પણ તે પ્રત્યે ખાસ માનની લાગણી દર્શાવીએ છીએ.



સેન્ટ પેટ્રિકનો ક્રોસ. ધોળાપર રાતો ક્રોસ..

કોઇ કહેશે કે વાવટા સંબંધે આ બધું જાણવાની માથાકૂટ શા માટે કરવી. તો કહીશું કે એ વાવટો તે બ્રિટિશ પ્રજાનું તથા તેમાં રહેલાં શ્રેષ્ટ તત્વાનું દર્શક ચિહ્ન છે. તેના ત્રણ રંગો અર્થસૂચક છે. લાલ રંગ હિંમત બતાવે છે. વાદળી અથવા આસમાની તે વફાદારી દેખાડનાર છે અને સફેદ રંગ તે શુદ્ધતા બતાવે છે. આપણે જે ખરૂં છે તેમ જાણીએ તે પ્રમાણે વર્તવાની હિંમત, આપણી પ્રજા તરફની વફાદારી અને જે મહાન દેશમાં આપણે વસીએ છીએ

તે દેશની સુપુત્રીઓ તરીકે આપણી શુદ્ધતા: આ ત્રણ માટે આપણે વીરબાળાઓ તરીકે જરૂર પ્રયત્ન કરવો જોઇએ, વાવટા તરફ જે માન આપણે ધરાવીએ છીએ તે આ ત્રણ મહાન આદર્શો તરફના આપણા પૂજ્યભાવને લીધે જ છે; વીરબાળા તરીકે આપણે ત્રણ પ્રતિજ્ઞાઓ લઇએ છીએ કે **ઈશ્વર** પ્રત્યેની તેમજ **મહારાજા** ( જે સુરાજ્ય તથા દેશના કાયદાના ચિહ્નરૂપ છે ) પ્રત્યેની તેમજ **આપણા દેશ** પ્રત્યેની ફરજ બજાવીશું. આ વાવટો તે વખતે આપણને યાદ દેવડાવે છે કે આપણે વીરબાળા તરીકે દેશના કાયદાનો અભ્યાસ કરી તેને અનુસરીશું, તેની જરૂરીઆતો ખોળી કાઢી તે બને તેટલી પૂરી પાડવા યત્ન કરીશું; આપણે જાતે તંદુરસ્ત, મજબુત, અને શાણાં બનીશું; આપણી પાસે જે સેવાની આશા રાખવામાં આવે તે અર્પવા તૈયાર રહીશું; અને મનુષ્ય જાતિનું બંધુત્વ વધારવા બનતું કરીશું. અર્થાત્ આ વાવટો તે આપણને હાલના હિંદુસ્થાનનું માત્ર સૂચન નથી કરતો પરંતુ શાંત, સુખી, શુદ્ધ, સબળ અને શાણપણવાળા હિંદુસ્તાન જેવો આપણા દેશ માટે આપણે આદર્શ રાખીએ તેવો–નું સૂચન કરે છે.

યુનિયન જેક ઉપરાંત ગ્રેટબ્રિટનના બીજા ધ્વજો નીચે પ્રમાણે છે. શ્વેતધ્વજ, નીલધ્વજ, લાલધ્વજ અને રાજ્યધ્વજ જે રાજા પોતે હાજર હોય ત્યારેજ ફરકાવવામાં આવે છે. તેને રસ્તાઓમાં કે ઘરો ઉપર કે બીજે ઠેકાણે ફરકાવવા એ તદ્દન ગેરવાજબી છે.

## યુનિયન જેક બનાવવાની તાલીમ.

એક વાદળી રંગના કપડાનો કકડો લઇ તેમાંથી નીચેના નમૂનાના સાથીઆ જેવા કટકા કાપી અને પછી દરેક ટુકડો અલગ ઉપાડી અને દર છ છના જુથમાં તેના યોગ્ય સ્થાને ગોઠવવાથી એ વાવટો થઈ શકે.

વાવટો બનાવવાનું કાર્ય જાહેરમાં પ્રદર્શન તરીકે વિધિપૂર્વક પણ કરી શકાય.

પહેલાં વાદળી વાવટો મહાસાગર દર્શાવવા મૂકવામાં આવે છે. પછી સેંટ ઍંડ્રૂનો, સેંટ પેટ્રિકનો અને સેંટ જ્યોર્જનો સ્વસ્તિક અનુક્રમે એક પછી એક તેના ઉપર મૂકવા.

## વાવટો ફરકાવવાની તાલીમ.

બટન, સડકા અને છેડાવતી. કાઠી તરફની બાજુનો છેડો વર્ષાઋતુમાં વાવટાના કપડાને ડાઘાકુધી ન પડે કે બગડે નહિ તે ખાતર જરીક ઢીલો કેવી રીતે રાખવો તે બતાવો. વાવટો ખુલ્લો કેમ કરવો ને તે કાઠીની ટોચે કેમ ફરકાવવો તે પણ બતાવો, અને તેમ કરવાની મરજી થાય ત્યારે જલ્દી છુટી શકે તેવી સડકાગાંઠ કેમ મારવી તે પણ બતાવો.

## ગાંઠો કેમ વાળવી.

રીફ નૉટ—ઉલટી સુલટી ગાંઠ.

એ દોરડાં સાંધવા માટે તે ચપટી હોવાના કારણે અને અકસ્માતને લગતાં કાર્યોમાં તેનો ઉપયોગ થાય છે. સાદી સર્વોત્તમ ગાંઠ છે કેમકે તે એની મેળે છૂટી ન જાય ને છોડવી હોય તો જલદી છુટી શકે.

શીટ બેન્ડ. દોરડાના છેડા ભેગા બાંધવા માટે. એક દોરડાનો **अ ब** સડકો વાળો અને બીજા દોરડાનો **क** છેડો આરપાર અને આખા સડકાને ફરતો કહાડો, અને તેને તેવા છુટા રહેતા ભાગની નીચે વાળો.

હાફહીચ, અર્ધીજડઃ—ખુલ્લાભાગને ફરતી અને દોરડાના છેડાને તેની પોતાની પાછળ લઈ જવાથી આ બનાવી શકાય છે. જો છુટો છેડો પાછળ લઈ અને સડકો વાળવામાં આવે તો જડ સહેલાઈથી છુટે છે, મજબુત ગાંઠ દેવાને બેવડી અર્ધ જડ દેવી પડે છે.

શીપશેંક—ભરવાડગાંઠઃ—લાંબુ દોરડું ટુંકું કરવા માટે. ટુંકો કરવાનો ભાગ ભેગો કરો (જુઓ ચિત્રનો પ્રથમ ભાગ), પછી **अ ब** ભાગથી અર્ધીજડ દરેક વાંકપર દો (જુઓ ચિત્રનો બીજો ભાગ.)




ઓલિનઃ—છટકી ન જાય તેવો સડકો, એ માણસને મકાનમાંથી નીચે ઉતારતી વખતે ઉપયોગની છે. સડકાવાળો, અને પછી બાકી વધેલા ભાગમાંથી બીજો નાનો સડકો બનાવો, ને આમાં થઇને અને વધેલા ભાગને પાછળ આવે તેમ નાના સડકાની નીચેની બાજુએથી મોટો સડકો કહાડો.

કલોવહીચ–કીલકજડ–કાઠી સાથે દોરડું બાંધવા માટે. બન્ને છેડા એક બીજાથી ખેંચાતા રહેશે એટલે સરી નહિ જાય; આડા કે નીચે ઉપર ગમે તેમ બંધાય.

ફિશરમેન્સ નૉટ–જુદી જુદી જાડાઇનાં બે દોરડાં ભેગાં બાંધવા માટે. તે જલ્દી બનાવી શકાય ને છોડી શકાય તેવી છે. તે છોડવા સારૂ માત્ર છેડાજ ખેંચવા પડે છે.

મિડલમેન્સ નૉટઃ–ફિશરમેન્સ નૉટની બનાવાય. જ્યારે ગાંઠ ખેંચી તંગ કરવામાં આવે ત્યારે આ જાતની ગાંઠ સરતી નથી, અને ઉંચે ટાંગવા ખાતર સહેલાઇથી આનો ઉપયોગ થઇ શકે.

## કવાયત ને કસરત.

એક જગાથી બીજી જગાએ સારી વ્યવસ્થા પૂર્વક જલ્દીથી જઇ શકાય તે સારૂ વીરબાળાઓ કવાયત શીખે છે. વળી એથી તેઓ ચપળ, ઝડપવાળાં અને ટટાર બને છે.

શરીરને ટકાવનાર સ્નાયુઓ એથી મજબુત થાય છે અને શરીર ટટાર રાખવાથી ફેફસાંને અને હૃદયને પોતના કાર્ય માટે પુષ્કળ અવકાશ મળે છે, અને અંદરના અવયવો ખોરાક બરાબર પચી શકે તે સારૂ તેમજ બીજી ક્રિયાઓ સારૂ પણ યોગ્ય સ્થિતિમાં રહે છે. આથી ઉલટું ખુંધા વળવાની ટેવ, સર્વ અવયવોને શિથિલ બનાવે છે અને તેમને પોતાનું કાર્ય યોગ્ય રીતે કરવામાં હરકત કરે છે, તેથી કરીને વાંકા વળી જવાની ટેવવાળાં સામાન્ય રીતે નબળાં ને ઘણીવાર માંદલાં હોય છે. ઉછરતી છોકરીઓને ઘણીવાર વાંકાં વળી જવાની ટેવ પડી જાય છે, અને તેમણે તે ટેવમાંથી બચવાને કસરત ને કવાયત પુષ્કળ પ્રમાણમાં કરીને બનતું સર્વ કરવું જોઇએ.

તમે ઉભાં હો ત્યારે ટટાર ઉભાં રહો, બેસો ત્યારે તમારી પીઠથી ખુરશીની પીઠને બરાબર અઢેલીને ટટાર બેસો. હરેક વખતે તમારી પીઠના સ્નાયુઓ ટટાર રાખો.

## ટુકડી.

જ્યારે તમે મંડળમાં દાખલ થાઓ ત્યારે તેની એક ટુકડીનાં તમે વ્યક્તિ બનો છો.

છ કે આઠ વીરબાળાઓ એક ટુકડીની નેતા બાળા હોય તેની સૂચનાનુસાર ભેગી રહી બેનપણીઓ બની કામ કરે, તેમની ટુકડી કહેવાય છે. 'નેતા' ને એક મદદ કરનાર હોય છે જેને 'દ્વિતીયા' કહેવામાં આવે છે. દરેક વીરબાળાએ નેતા ને દ્વિતીયાનું કહ્યું કરવું જોઇએ.

દરેક ટુકડીનું નામ કોઇ.પક્ષી કે ફુલ પરથી પાડવામાં આવે છે અને નેતા પાસે એક વાવટો રહે છે જેનાપર તે પક્ષી કે ફુલ ભરેલું હોય છે.

વીરબાળાની હીલચાલ શરૂ થઇ ત્યારે આ માત્ર ફુલપરથીજ ટુકડીઓનાં નામ પાડવામાં આવવાં, પણ ઘણી વીરબાળાઓને લાગવા માંડયું, કે જોકે ફુલ ઘણું સુંદર હોય છે ને આસપાસ સુંદર વાતાવરણ ઉત્પન્ન કરી શકે છે, છતાં તે ચિરંજીવી નથી, તેમજ અમેરિકનો કહે છે તે પ્રમાણે તે ટોળું મળીને કાર્યો કરતું નથી; તેમને પોતાનાં સંકેતચિહ્ન તરીકે કાંઈ વધુ ચપળતાવાળી વસ્તુ જોઇતી હતી. અને તેથી હવે ટુકડી પોતાની ઇચ્છાનુસાર પક્ષી કે ફુલપરથી પોતાનું નામ પાડી શકે છે.



સૂર્યમુખી ફુલનું ચિહ્ન.

દરેક નેતા પાસે એક નાનો ધોળો વાવટો કાઠીએ ચઢાવેલો દશ ઈંચ પર્યન્તનો હોય છે તેનાપર પોતાની ટુકડીની નિશાનીનો

ઉપરનો ભાગ બન્ને બાજુએ ટાંકી લીધેલો હોય છે. સાડી જે બાજુએ ન હોય તે બાજુએ બે આસ્માની પટીઓ તે લટકાવે છે.

દરેક ટુકડીનું નામ કોઇ ફુલ કે પક્ષી પરથી પાડવામાં આવે છે. ટુકડીની દરેક વ્યક્તિ પોતાના ડાબા ખભાપર પોતાની ટુકડીનો રંગ દર્શાવતી પટી ધારણ કરે છે, અને ડાબા ખીસાની પટી પર સીવી લીધેલું સંકેત ચિહ્ન ધારણ કરે છે.

દરેક વીરબાળા પોતાની ટુકડીના ચિહ્નનો સંપૂર્ણ ઇતિહાસ જાણે, એમ આશા રાખવામાં આવે છે. જો તે ફુલ હોય તો તે કોના જેવું હોય છે, કયારે ને કયાં થાય છે તે પણ જાણવું જોઇએ અને બને તો જાતે તે ઉછેરવું જોઇએ. જો પક્ષી હોય તો તે કેવું હોય છે તે તેમજ તેનો અવાજ કે ગાવાની ઢબ જાણવી જોઇએ. ઉપરાંત તેના માળાની તપાસ કયાં કરવી, તેનાં ઈંડાં કેવા રંગનાં હોય છે તેમજ તે સ્થાન ફેર કયારે કરે છે ઇ. પણ જાણવું જોઇએ.

## ટુકડીનાં સંકેત ચિહ્નો.

| પક્ષી | ખાભાનીપટી | ફુલ | ખાભાનીપટી. |
|---|---|---|---|
| બુલબુલ | ભુરી ને લાલ | કમળ | ગુલાબી ને લીલી |
| કિંગફિશર | વાદળી | મોગરો | ધોળી ને લીલી |
| મેના | તપખીરીયાને ધોળી | મેરીગોલ્ડ | નારંગી ને લીલી |
| ઓરિઓલ | સોનેરી ને કાળી | કણેર | પીળી ને લાલ |
| પોપટ | વાદળી ને લીલી | કોર્નફ્લાવર | ઘેરો વાદળી |
| લક્કડખોદ | લીલી ને સોનેરી | સૂર્યમુખી | ઘેરો તપખીરીયાને પીળો. |
| ચકલી | કાળી ને તપખીરીયા | | |
| સ્વોલો | ઘેરી વાદળી ને ધોળી | | |
| બી–ઇટર | લીલી ને તપખીરીયા | | |
| હની–સકર | જાંબલી ને કાળી | | |

| | |
|---|---|
| મેગપાઇરોબિન | કાળી અને ધોળી |
| વૃક્ષ | ખભાનીપટી |
| તાડ | લીલી ને તપખીરીયા |
| લીમડો | ધોળી ને લીલી |
| લેબર્નમ | પીળી ને લીલી |
| ગુલમહોર | આગની જ્વાળા જેવી ને લીલી |
| પોઇનસેટિયા | કિરમજી ને લીલી |
| હાઇબિસ્કસ | લાલ ને લીલી |

## વીરબાળા સંઘમાં દાખલ થવાની ક્રિયા.

તરુણ બાળા તરીકે વીરબાળા સંઘમાં પ્રવેશ કરાવતી વખતની ક્રિયા.

ટુકડી અર્ધ ચંદ્રાકારમાં ગોઠવાએલી હોય છે. વચ્ચે ટુકડીની ઉપરી તથા દ્વિતીયા હોય છે.

દાખલ થનારી પોતાની ટુકડીની નેતા સાથે કુંડાળામાં ઉભેલી હોય છે. ઉપરી બોલાવે ત્યારે ટુકડીની નેતા તેને મધ્યમાં લાવે છે. નેતા ઉપરીને નમન કરે છે અને કહે છે. " મહેરબાન બાનુ, હું ......ને તમારી સમક્ષ રજુ કરૂં છું. તેણે તરુણ બાળાનું પ્રમાણપત્ર મેળવ્યું છે. તે વીરબાળા તરીકે જોડાવા ખુશી છે." આટલું બોલીને બે ડગલાં પાછળ હઠે છે.

નેતા દાખલ થનારને પૂછે છે. "તમારૂં ઇમાન તમે સમજો છો ?"

દાખલ થનાર; "હા ઇમાન એટલે સત્યને અનુસરનાર તેમજ પ્રમાણિકતા ધરાવનાર છું એવો મારા પર વિશ્વાસ રાખી શકાય"

નેતાઃ "વીરબાળાના નિયમો તમે જાણો છો ?"

દાખલ થનારઃ "હા."

નેતાઃ "તમે તમારૂં ઇમાન સાચવી નીચેની બાબતોમાં તમારા બનતા પ્રયત્નો કરશો એમ હું વિશ્વાસ રાખું ?"

૧ ઇશ્વર પ્રત્યે, મહારાજા પ્રત્યે તથા તમારા દેશ પ્રત્યેની ફરજ બજાવવામાં,

૨ બીજાં મનુષ્યોને હમેશ સહાય થવામાં,

૩ વીરબાળાના નિયમો પાળવામાં.

દાખલ થનારઃ (અર્ધનમન કરે છે. ટુકડીની બાળાઓ પણ તેજ પ્રમાણે કરે છે.)

"હું મારા ઈમાનથી પ્રતિજ્ઞા લઉં છું કે હું,

૧ ઇશ્વર પ્રત્યે, મહારાજા પ્રત્યે તેમજ મારા દેશ પ્રત્યેની ફરજ બજાવવામાં,

૨ બીજાં મનુષ્યોને હમેશ સહાય થવામાં,

૩ વીરબાળાના નિયમોનું પાલન કરવામાં મારાથી બનતું કરીશ."

નેતાઃ "હું તમારા ઈમાનપર વિશ્વાસ રાખી માનું છું કે તમે આ પ્રતિજ્ઞાઓ પાળશો."

(નેતા આમ બોલી વીરબાળાનું પદક પહેરાવે છે.)

"વીરબાળા સંઘનાં એક ભગિની તમે આજથી થયાં છો."

(નેતા ડાબે હાથે દાખલ થનાર સાથે શેકહેન્ડ કરે છે.) (હાથ મેળવી હલાવે છે. અને તેને નમન કરે છે.)

નેતાઃ "વાવટાને નમન કરો."

"તમારી ટુકડીને નમન કરો."

"કંપની નમન કરે."

દાખલ થનારને–" તમારી નેતા તરફ કુચ કરો."



# પ્રકરણ ૨ જું

## બીજા વર્ગ માટે લાયકાત.

**માનસિક કામ.** બીજા વર્ગ માટે નીચે મુજબની લાયકાત હોવી જોઇએ.

(૧) ટેન્ડરફુટ (તરુણબાળા) નો અભ્યાસ પૂરો કરવો જોઇએ.

(૨) ગાઇડના કાયદાનો વધુ અભ્યાસ કરવો જોઇએ.

(૩) યુનિયન જેકની વાતો (પુરવણી જુઓ) અથવા હિંદુસ્તાનના વીર નરો કે વીર યુવતીઓ વિષે ત્રણ વાર્તાઓ જાણવી જોઇએ.

(૪) મોર્સ પદ્ધતિથી વાવટાથી સંદેશા આપતાં અને લેતાં આવડવા જોઇએ. અથવા હિંદી બાળાઓએ બેથી આઠ વર્ષના બાળકને પોતાના પ્રદેશને અનુકૂળ ઋતુ પ્રમાણે લૂગડાં પહેરાવતાં, તેમનો ખોરાક તથા રાંધવાનું, તેમને તથા તેમનાં વસ્ત્ર સ્વચ્છ રાખતાં તેમ ચોખી હવામાં રાખતાં તથા આરામ અને કસરત કરાવતાં જાણવું જોઈએ.

(૫) અવલોકન દ્વારા ૬ પક્ષીઓ, રોપાઓ, પ્રાણીઓ અથવા જીવડાંઓનો અભ્યાસ કરવો જોઇએ અને તેમનું જીવન વૃત્તાંત જાણવું જોઇએ. પરીક્ષણ અને પદાનુસરણ આવડવું જોઇએ.

**૨ હસ્તકામ.**

(૧) નીચેની સાત ગાંઠો બાંધતાં આવડવી જોઇએઃ–રીફ, શીટએન્ડ, કલોવહીચ, ટીંબરહીચ, બોલીન, શીપશેન્ક, ફીશરમેન, ગોળ એવડી હાફહીચ અને દોરડાંથી ચોરસ લાકડાં બાંધતાં આવડવું જોઇએ. (square lashing)

(૨) દેવતા સળગાવતાં આવડવું જોઇએ (બની શકે તો ખુલ્લામાં) બે દિવાસળીથી વધારે આપવામાં નહિં આવે.

(૩) યોગ્ય રીતે બીછાનું બનાવતાં આવવું જોઇએ. (જુઓપુરવણી) અથવા ખાટલો સાફ કરી તેમજ પથારી ધોઇ બતાવવી જોઇએ.

**૩ આરોગ્ય.**

(૧) ચાલતાં તેમજ દોડતાં શરીરને યોગ્ય ઝોક આપતાં આવડવું જોઇએ. અથવા એ બાબતમાં સુધરવા પ્રયત્ન કર્યો છે એમ દેખાડવું જોઇએ. ( જુઓ પુરવણીમાં કસરતો )

(૨) બાર મિનિટમાં એક માઇલ (બાલવીરની ગતિએ) ચાલતાં આવડવું જોઇએ. અથવા અટકયા શિવાય ૧૦૦ વખત દોરડું કુદવું જોઇએ. (જે છોકરીઓ શારીરિક નબળાઇ વાળી હોય તેઓને આ કામમાંથી મુક્ત કરવી. )

**૪ સેવા.**

(૧) સાદા ઘા વખતે શું કરવું, પેડ અને પાટાની મદદથી લોહી અટકાવવું, ગુંગળાઈ જાય ત્યારે શું કરવું, આંખમાથી કણું કાઢવું. અને ઘુંટી લચકાઈ જાય ત્યારે પાટો કેમ બાંધવો તે દર્શાવતાં આવડવું જોઇએ.

(૨) મોર્સ પદ્ધતિથી વાવટાના સંદેશા માટે ૨ ફીટ સમચોરસ વાવટો બનાવવો અથવા કંપની ( સેના ) માટે કોઇ ઉપયોગી વસ્તુ બનાવવી. અથવા હિંદુસ્તાનની વીરબાળાઓએ નેવી બ્લુ રંગનો ૧૦×૮ ઇંચિનો ખલતો બનાવવો.

(૩) આરોગ્યના નિયમો જાણવા. ( જુઓ પુરવણી )

## ચુલા પેટી.

ચુલાપેટી વાપરવાથી કોલસા, વખત અને પૈસાનો ઘણો સારો બચાવ થઈ શકે છે. કેમ્પની (છાવણી) અંદર આનંદ ભોગવવા માટે એ બહુ ઉપયોગી વસ્તુ છે. રસોઇ કરવાનું શરૂ કરો અને પછી તે

વસ્તુ ચુલાપેટીમાં મૂકી વાસણનું ઢાંકણ બંધ કરી દો અને બાકીનું કામ ચુલાપેટી કરી લે છે.

તમારૂં ભોજન રાંધવાનું કામ પેટીને સોંપીને તમે છાવણીની રમતો રમી શકશો. ઘરની અંદર પણ રસોઇ કરવામાં દેવતા ઓલવી નાંખી ગેસ અને બળતણનો વપરાશ ઓછો કરી શકશો અને ચુલા-પેટી તમારૂં કામ કરી લેશે.

## ચુલાપેટી કેમ બનાવવી.

ચાની પેટી જેવી એક મોટી પેટી લો. બેવડા ન્યુસપેપરથી તેની અંદરની બાજુઓ ઢાંકી દો. મથાળા આગળ બે ત્રણ ઈંચ જગ્યા રાખી પેટીમાં દબાવીને ઘાસ ( પરાળ ) ભરો, ઘાસની વચમાં વાસણ માઈ શકે તેટલો ખાડો કરો. પેટીનું મથાળું ઢાંકી શકાય તેટલો ઘાસથી બરા-બર ઠાંસીને ભરેલો ફ્લેનલનો તકીઓ બનાવો.

## ચુલાપેટી વાપરવાના નિયમો.

બરાબર સજડ થાય એવા ઢાંકણવાળાં વાસણો વાપરો. એલ્યુમિનમ અથવા માટીનાં વાસણો વધારે ઠીક પડશે. મજબુત ઢાંકણવાળા લોટા, બરણી વગેરે વાપરી શકાય. દેવતા ઉપર અનાજ બફાઇ જાય ત્યાં સુધી રાખી તેને ઉકળતુંજ એકદમ ચુલાપેટીમાં મૂકો. કેટલીક જાતનો ખોરાક ( નિચે બતાવ્યા મુજબ ) ચુલાપેટીમાં મૂકવા પહેલાં દેવતા ઉપર રંધાવો જોઇએ. વાસણ ફરતું ન્યુસપેપર લપેટીને પેટીમાં તૈયાર કરેલા ઘાસના ખાડામાં મૂકો. આની ઉપર ઘાસથી ભરેલો તકીઓ મૂકી પેટીનું ઢાંકણ બંધ કરી દો. તકીઆ અને ઢાંકણા વચ્ચે જરાએ જગ્યા રહેવી જોઇએ નહિ.

સૂચના—સારૂં પરિણામ લાવવું હોય તો વાસણને જેમ બને તેમ જલદી અને મજબુત લપેટીને પેટીમાં મૂકી દેવું, આમ કર્યાથી ગરમી જતી રહેશે નહિ.

જુદી જુદી ચીજોને રાંધવા માટે જોઇતો વખત.

**માંસ**—ચુલા ઉપર દેવતાથી અડધું રાંધી પેટીમાં ચારથી ૭ કલાક રાખો.

**દાળ**—રાત્રે પલાળી રાખો, અડધો કલાક ઉકાળો અને ત્રણથી ચાર કલાક પેટીમાં મૂકો.

**શાક તરકારી**—ચુલાપર બાફો અને તુરત પેટીમાં મૂકો અને શાકની સખત અગર નરમ જાત ધ્યાનમાં રાખી એક બે કલાક પેટીમાં રાખો.

**સુકાં ફળ**—રાત્રે ભીંજવી રાખો, ચુલાપર બાફો અને ત્રણથી પાંચ કલાક પેટીમાં રાખો.

**ઓટમીલ**-પાંચ મીનીટ ઉકાળો અને આખી રાત પેટીમાં રાખો.

**ભાત**—ચુલાપર બાફો અને પેટીમાં ૨ કલાક રાખો. શાકના જેવો બીજો ખોરાક ઉપરની રીતે બનાવવો.

## આગ અને અકસ્માત વખતે શું કરવું.

**આગ**—કોઇ પણ મકાન સળગતું માલુમ પડે તો,

(૧) અંદરના લોકોને એકદમ ખબર આપો.

(૨) નજીકના પોલીસને અથવા બંબાખાનાવાળાને ખબર આપો.

(૩) નિસરણી, ગોદડાં, શેતરંજી વગેરે લાવવા પાડોશના લોકોને ખબર આપો જેથી બળતામાંથી બહાર પડતા લોકોને ઝીલી લેવાય.

અશક્ત અથવા બેશુદ્ધ માણસની બળતામાં તપાસ કરવા ઘરની અંદર જવાની જરૂર પડે તો ભીનો રૂમાલ અથવા મોજું નાક અને મ્હોં આગળ રાખી નીચા નમીને અથવા હાથ અને ઘુંટણ જમીન પર મૂકીને જમીનની જેમ બને તેમ છેક નજીક જાઓ કારણ કે જમીન નજીક ગેસ અને ધુમાડો ઓછા પ્રમાણમાં હોય છે. બળતામાં અને તણખામાંથી પસાર થવું પડે તો એકાદ ધાબળો લઇ ને

પાણીમાં ભીંજવી શરીરપર લપેટી લો. ધાબળામાં કાણું પાડી તમારૂં માથું તેની બહાર રાખો. દેવતામાં આંચ ન આવે એવા પોશાકની એ ગરજ સારશે, અને તમે સહેલાઈથી બળતામાંથી પસાર થઇ શકશો. ( આનો મહાવરો કરવો )

કોઇ પણ માણસનાં કપડાં સળગી ઉઠે તો તેને જમીનપર ચત્તો સુવાડવો કારણ કે ભડકા હમેશાં ઉપરના ભાગમાં જાય છે. પછી તેને ધુંસો અથવા શેતરંજીમાં અથવા કોટ કે બનુસમાં લપેટી લેવો. (તમને આગની ઝાળ ન લાગે તેની સંભાળ રાખવી.) આમ કરવાનું કારણ એ છે કે તેથી આગને હવા મળતી નથી અને હવા વિના આગ વધી શકતી નથી.

આગ વખતે જો કોઇ બેશુદ્ધ માણસ માલુમ પડે ( બ્હીકથી માણસો ટેબલ, પલંગ વગેરે નીચે સંતાયાં હોય છે ) તો તેને ખભા પર નાખી અથવા વધારે ધુમાડો અગર ગેસ માલુમ પડે તો તમારા શરીરપર ચાદર દોરડાં વગેરે લપેટી દરદીને તમારા બન્ને હાથ તથા પગ જમીન પર અડકાડતાં ચાલીને બ્હાર ખેંચી લાવવો.

ઉપલા કામ માટે દરદીને જમીનપર ચત્તો સુવાડવો. દોરડાના બન્ને છેડે બોલીન ગાંઠ બાંધવી. એક ગાળો દરદીની છાતી ઉપર અને બન્ને હાથની નીચે નાંખવો અને બીજો ગાળો તમારા ગળામાં નાંખવો. પછી તેના માથા તરફ પીઠ ફેરવી "ચારે પગે" ચાલી તેનું માથું આગળ આવે એવી રીતે ઘસડો. બોલીન ગાંઠ બરાબર વાળી હશે તો દરદીનું માથું જમીનથી ઉંચુ રહેશે.

**દાઝવું**—કોઈ માણસ દાઝી જાય તો તેનાં કપડાં ધારવાળી છરી અથવા કાતરથી કાપી કાઢી નાખવાં, ખેંચીને કાઢવાં નહિ. દાઝી ગયેલી ચામડી સાથે કપડાનો કોઈ ભાગ ચોંટી જાય તો દાઝેલા ભાગની આસપાસનું કપડું કાતરીને કાઢી નાખવું, ખેંચી કાઢવું નહિ.

પછી જેમ બને તેમ જલદી દાઝેલા ભાગને હવા ન લાગે તેમ ઢાંકી દેવો, કારણ કે હવા લાગવાથી બહુ દરદ થાય છે. દાઝેલા ભાગ પર ચાકનો ભૂકો અથવા આટો ભભરાવી, અથવા સરખા ભાગે ચુનાનું પાણી અને મીઠું તેલ અથવા અળસીનું તેલ મેળવી તેમાં લીન્ટનો કકડો બાળી તે લગાડવું. તેના ઉપર નરમ રૂ મૂકવું અથવા મીઠું તેલ રેડવું અને ઉપર મલમલનો પાટો બાંધવો.

દરદીમાં ગરમી રહે તેમ કરવું. તેને ગરમ પીણું, ગરમ ચા, દુધ અથવા પાણી ને દારૂ પીવડાવવાં.

મેજર જોન ગેરોવે એમ. ડી. આટો અને તેલના બદલે દાઝેલા ભાગપર કાગળનો કકડો મજબુત ગોઠવી દેવાની ભલામણ કરે છે અને કહે છે કે એથી થોડી સેકન્ડમાં દરદ નાબુદ થશે.

બળતાંમાંથી જીંદગી બચાવવા માટે ઘણી વીરબાળાઓને ચાંદ મળ્યા છે. વીરબાળા લીલી ટેલરે બળતા ઘરમાંથી ત્રણ બાળકોને બચાવ્યાં છે, મૉડ ટીકલ્સ અને ફ્લોરેન્સ જોયે બેને બચાવ્યાં છે અને વાયોલેટ ગૂડે એક નોકરને બચાવેલી છે.

તરતાં આવડવાથી અને ડૂબતાં માણસને કેમ બચાવવું તે શીખવાથી ઘણી વીરબાળાઓએ જીંદગીઓ બચાવી છે.

## ડુબતાને બચાવવું.

સાધારણ તરતાં આવડતું હોય અને પોતાના મિત્રો સાથે કાંઇક મહાવરો કર્યો હોય તો તેનાથી ડુબતાંને બચાવી શકાય. ડુબતું માણસ ત્રણ વખત પાણી ઉપર આવે છે એવી સામાન્ય માન્યતા ખોટી છે. તાત્કાલિક મદદ ન મળે તો માણસ એકદમ ડુબી જાય છે.

ડુબતાંને બચાવા જતાં તે તમને પકડીને ડુબાવે નહિ તે અગત્યની બાબત ધ્યાનમાં રાખવાની છે. જો તે તમારૂં કાંડું પકડે તો તેના અંગુઠા તરફ તમારૂં કાંડું ફેરવી તમારે છુટા થઇ જવું.

સારો રસ્તો એ છે કે ડુબતાંને પાછળથી કોણીમાંથી અથવા તેની પાછળ રહી ગરદનમાંથી અથવા આપણા બન્ને હાથ તેની બગલની નીચે સેરવી આગળથી બાથ ભીડી લઇ જવું અને તેને શાંત રહેવા અને તોફાન ન કરવા જણાવવું. જો ઉપર મુજબ તે કરે તો તેને પાણી ઉપર તરતું રાખી શકાય. તેમ ન કરે તો તમારે ખાસ સંભાળ રાખવી કે ગભરાટમાં તે તમને પકડીને ડુબાવી ન દે. જો તમને ગરદનમાંથી તે પકડી રાખે તો તેને એકદમ દૂર કરો. તમારા એક હાથે તેને કમરમાંથી પકડી બીજા હાથની હથેલી તેની દાઢી નીચે રાખી અને આંગળાં તેના નાક નીચે રાખી જોરથી તેને ખેંચી હડસેલો મારો એટલે તુરત તે તમને છોડી દેશે. અગાઉ બીજા સાથે મહાવરો કર્યા વિના આ તમને આવડશે નહિં. વારાફરતી એક જણે ડુબનાર બનવું અને બીજાએ બચાવનાર બનવું અને એ પ્રમાણે મહાવરો કરવો.

તમને તરતાં ન આવડતું હોય અને કોઈ ડુબતું જણાય તો તમારે તેનાપર પાણીમાં દોરડું, હલેસું, અથવા પાટીયું નાંખવું એટલે ફરી ઉપર આવતાં તે પકડી લેશે. ડુબેલાના ફેફસામાંથી પાણી કાઢી નાખવા તેનું મ્હોં અને માથું ઉંધું તથા ઢળતું રાખી સુવાડો, તેની જીભ મ્હોંમાંથી બહાર ખેંચી રાખશો એટલે સઘળું પાણી નીકળી જશે. પાણી નીકળી ગયા પછી દરદીને જરા પડખાભેર સુવાડો અને જીભ મ્હોંની બહાર રહેવા દો. શ્વાસ લેતો હોય તો તેને આરામ લેવા દો. જો શ્વાસ લઇ શકતો ન હોય તો તુરત શ્વાસોચ્છ્વાસ લેવાના કૃત્રિમ ઉપાયો યોજો.

ડુબી ગયેલાને સજીવન કરવાના ઘણા ઉપાયો છે. કોઈ કાંઇ પ્રયોગ કરે છે અને બીજા તેથી ઉલટોજ કરે છે. પદ્ધતિની તકરાર કર્યા વિના જે બને તે જલદી કરો. એકંદરે જોતાં શેફરની પદ્ધતિ સૌથી સાદી છે. દરદીને તેના હાથ વળાવીને ઉંધો સુવાડો અને હાથ ઉપર તેનું માથું ટેકવો. દરદીની પીઠપર બન્ને બાજુપર તમારા હાથ

એવી રીતે રાખો કે અંગુઠા એક બીજાની નજીક સમાન્તર રહે અને આંગળીઓ છેડાની પાંસળીઓને અડકે. તમારૂં વજન તમારાં કાંડાં ઉપર આવે એવી રીતે તમે આગળ નમો અને દરદીની કમર ઉપર મજબુત અને એક સરખું વજન આવવા દો. એક, બે, ત્રણ ગણો અને દરદીની હોજરી જમીનપર દબાવી છાતીમાંથી હવા બહાર નિકળવા દો.

પછી તમારા હાથ લઈ લીધા વિના એક બે, ગણી તમારા શરીરનું વજન ઉંચકી લઇ દરદીના શરીર પરનું દબાણ ઓછું કરો.

આ મુજબ વારા ફરતી દરદીના શરીરપર નમીને અને ખસી જઇને તેની હોજરી જમીન સાથે દબાવીને હવાનું ચલન હલન આપોઆપ શરૂ થાય ત્યાં સુધી કર્યે જાઓ.

એક મિનીટમાં બાર વખત આ પ્રમાણે થાય તો સારૂં. શ્વા-સની ક્રિયા શરૂ થાય એટલે દબાણ બંધ કરો. પણ તે ક્રિયા ચાલુ રહે છે કે નહિ તે જોતા રહો અને બંધ પડે તો ફરી તે ક્રિયા શરૂ કરો અગર જરૂર પડે તો બીજાને મદદ કરવા બોલાવો.

પછી કુદરતી સ્થિતિમાં તેને સુવાડી તેને ગરમી આવે એટલા સારૂ સાથળ વચ્ચે, બગલ પાસે અને પગના તળીઆ આગળ ગરમ પાણીની બાટલીઓ અગર ફલેનલ મુકી રાખો પણ આ પહેલાં તે શ્વાસ લઈ શકે છે કે નહિ તેની ખાત્રી કરો. ભીનાં કપડાં હોય તો તે દૂર કરો અને ગરમ ધાબળા તેની આસપાસ લપેટી રાખો. દરદીને જેમ બને તેમ ઓછી તકલીફ આપો અને ઉંઘી જાય તો ઉંઘવા દો અને ઓછામાં ઓછો એકાદ કલાક તેની બારીક તપાસ રાખો.

આ પદ્ધતિને શેફર પદ્ધતિ કહેવામાં આવે છે અને આનો ઉપયોગ ડુબેલા માટે અને ધુમાડા કે ગેસથી ગુંગળાઈ ગયેલા માટે એક સરખી રીતે કરવામાં આવે છે.

આનો મહાવરો બીજી વીરબાળાની સાથે શરૂ કરો અને ભવિષ્યમાં કોઇ નિરાધારને મદદ કરવાની જરૂર પડે તો તે માટે તૈયાર થાઓ.

આનો મહાવરો કરવા બબ્બે વીરબાળાનાં જોડકાં કરવાં.

## ઘાયલ થયેલાની સારવાર.

કપડાં દૂર કરો. સાજા ભાગ તરફનાં કપડાં પ્રથમ ખેંચી લો. પછી કપડાં ઢીલાં થઈ જાય એટલે સંભાળથી ઇજા પામેલી બાજુનાં કપડાં લઈ લો. હલાવ્યા વિના બાંય કે સુરવાળના ટાંકા તરફનો અંદરનો ભાગ કાતરના ગોળ છેડાથી કાપી લો. અને કપડું ફરીથી વાપરવું હોય તો બે પટીઓ અને છેડાનો ભાગ શીવી લો.

### અકસ્માત.

**વીજળીનો આંચકો**—વીજળીના થાંભલાને અથવા દોરડાને અડકવાથી ઘણી વખત માણસ બેશુદ્ધ થાય છે. તે વખત દરદીને દોરડા પાસેથી દૂર કરો પણ તેમ કરતાં તમને વીજળીનો આંચકો ન આવે તેની સંભાળ રાખો. પ્રથમ બને તો તમે કાચ ઉપર ઉભાં રહો. જો કાચ ન મળે તો સુકા લાકડા ઉપર ઉભાં રહો અથવા રબરનાં તળીઆંવાળાં બૂટ પહેરો. દર્દીને અડકતાં પહેલાં રબરનાં હાથમોજાં પહેરો. આમાનું કાંઇ સાધન ન મળે તો સુકા કપડાની પુષ્કળ ઘડીઓ કરી હાથ ઉપર લપેટી લઇ પછી લાકડી વડે દરદીને ખેંચી લો.

ફ્રાન્સમાં સેન્ટ ઓન આગળ એક છોકરો પતંગીઆંનો શિકાર કરતો હતો, તેવામાં વીજળીની ટ્રેનના વિદ્યુત્ પ્રવાહવાળા એક પાટાપર તે પડી ગયો અને તુરત મરણ પામ્યો. કોઇ રસ્તે જનારે તેને ઉંચકી લેવાનો પ્રયાસ કર્યો અને તેમાં તે પણ આંચકો લાગ-

વાથી મરી ગયો. એક ઈંટો બનાવનાર તેની મદદે જતાં તે પણ મરી ગયો. આ બન્ને બચાવવા જનારા કેમ મદદ કરવી જોઇએ તેનું જ્ઞાન ન હોવાથી જીંદગી ખોઈ બેઠા.

**ગેસ, ધુમાડો અથવા બળતું:**—કોલસાની ખાણ, ગટર અને ઘરની અંદર ગેસ છુટવાથી ઘણા અકસ્માતો થાય છે. દરદીને બચાવવા જતાં તમારૂં નાક તથા મ્હોં ભીના રૂમાલથી ઢાંકી રાખો, અને માથું જેમ બને તેમ જમીનને અડકતું રાખો.

પછી આગના પ્રકરણમાં આગની બાબતમાં બતાવ્યા મુજબ દરદીને જેમ બને તેમ જલદી બહાર ખુલ્લી હવામાં લાવો. જેમ બને તેમ જલદી લાવવાનું કારણ એ કે ઢીલ કરવા જતાં કદાચ ઝેરી હવાની અસર તમને પોતાને થઈ જાય. પછી દરદીની ગરદન અને છાતી પરનાં કપડાં ઢીલાં કરો અને ઠંડું પાણી તેના ચહેરાપર જોરથી છાંટી બળેલાં પીંછા લાવીને તેના નાક આગળ રાખો.

તેની શ્વાસક્રિયા બંધ થયેલી જણાય તો જે પદ્ધતિ ડુબેલા માણસને માટે બતાવી છે તે પદ્ધતિથી તેના શરીરમાં શ્વાસ ઉત્પન્ન થાય તેમ કરો.

**તાત્કાલિક મદદ:**—તાત્કાલિક મદદ અને એમ્બ્યુલન્સનું કામ એટલું બધું ઉપયોગી છે કે કોઈ પણ વીરબાળા આ વિષયનું જ્ઞાન ન ધરાવે અને કોઇ પણ અકસ્માત અથવા નાનો મોટો ગંભીર બનાવ બને તે વખત મદદ ન કરી શકે તો તે પરિપૂર્ણ ન ગણાય. આ જ્ઞાન સંપાદન કરવાથી તેને ડાકટરની ગરજ સારવાની નથી. પણ ગંભીર અકસ્માત વખતે તેણે ડાકટરને તત્કાળ બોલાવવાનો છે અને ડાકટર આવે તે દરમીઆન સ્વસ્થતા રાખી તેણે દરદીની તાત્કાલિક સારવાર કરી તેની કિંમતી જીંદગી બચાવવાની છે.

તાત્કાલિક મદદ કરવાનાં સાધનોની એક પેટી દરેક વીરબાળા પોતાના ઘરમાં રાખે તો સારૂં. સદરહુ પેટીમાં નીચેની વસ્તુઓ જોઇએ.

લીન્ટ, પાટા, સ્વચ્છ કપડાનો કકડો, આયોડીન, પરમેન્ગેનેટ ઓવ્ પોટાશ, મીઠું, બોરાસીક પાઉડર, મીઠું તેલ, ક્વીનાઇન, અને દીવેલ.

## ૧ સાદા ઘાની સારવાર.

જે ભાગમાં ઘા વાગ્યો હોય અથવા જે ભાગ છોલાઇ ગયો હોય તેને પ્રથમ સાફ કરવો જોઇએ અને સઘળી છોલાયલી જગા અથવા ઘાને તદ્દન સ્વચ્છ રાખવાં જોઇએ.

મીલ્ટન, કોન્ડી ફ્લુઇડ, બોરાસીક એસીડ અથવા સાદું મીઠું પાણીમાં નાંખી તે પાણીથી ઘા ધોઇ નાખવો. ઉપરની દરેક ચીજનું પ્રમાણઃ—ચા પીવાનો મોટો પ્યાલો ભરીને પાણી લેવું અને બે ચમચી દવા નાખવી. પાણી ગરમ કે ઠંડું ચાલશે પણ ખુલ્લી જગ્યામાંથી પાણી લાવ્યા હો તો બને તો તેને વાપરતાં પહેલાં ઉકાળવું. ધોવાને માટે લીન્ટ, નરમ રૂ અથવા મલમલ જેવો પદાર્થ વાપરવો.

ખુલ્લા ઘાની સારવાર વખતે કોઇ પણ રંગીત પદાર્થ ઉપયોગમાં લેવો નહિ. ઘાને તદ્દન સાફ કર્યા બાદ બોરાસીક લીન્ટ અથવા બોરાસીક મલમવાળો મલમલનો કકડો મૂકી મજબુત પાટો બાંધી દેવો.

**નોંધ:**—વીરબાળા શિક્ષક જ્યારે જાતે સારવાર કરતાં હોય ત્યારે ઘાની ઉપર આયોડીન લગાડવું. તેથી બળતરા થશે પણ તે ઘણી અકસીર જંતુનાશક વસ્તુ છે.

વીરબાળાઓના એકત્ર થવાને સ્થળે હાથ ધોવાનું, પાણી ઉકાળવાનું અને પાટાનું કામ પ્રત્યક્ષ કરવું જોઇએ.

## ૨ લોહી વહેતું બંધ કરવા વિષે.

સારવાર કરતાં પહેલાં દરદીને નીચે સુવાડો અને ઘાની અંદર કોઇ તીક્ષ્ણ વસ્તુ પેસી ન ગઈ હોય તો આંગળી અથવા અંગુઠાથી ઘા ઉપર દબાણ કરો. કઠણ, સુંવાળું અને ચપટું સ્વચ્છ ગાદી કે

પૂડા જેવું ઘા ઉપર મૂકો. સ્વચ્છ મલમલમાં ચપટો પત્થરનો કકડો અથવા ઉપર દર્શાવ્યા મુજબ સખત પદાર્થ વીંટાળી ઘા ઉપર મૂકો અને સાંકડો ત્રિકોણ પાટો હલકો હલકો બાંધી લો. પાટો સખત કરવા પેન્સીલ અથવાં લાકડાનો કકડો લઇ લોહી બંધ થાય ત્યાં સુધી વળ દો.

**ખાસ નોંધઃ—**લોહીનું ફરવું બંધ ન થઇ જાય એ હેતુથી ઘા ઉપરનું દબાણ ધીમે ધીમે કરવું અને ત્રણથી પાંચ મીનીટના અંતરે દબાણ બંધ કરવું. જો લોહી ફરી નીકળતું જણાય તો દબાણ ફરી કરવું. લોહી નીકળતું બંધ થાય એટલે ઉપર લખ્યા મુજબ સ્વચ્છ લીન્ટ મૂકી પાટો બાંધી દો.

લોહી બંધ કરવા ફટકડીનું પાણી ચાલશે નહિ. દરદી સહન કરી શકે તેટલું ખૂબ ગરમ અથવા ખૂબ ઠંડું પાણી વાપરવું,

ઘણું લોહી નીકળી ગયું હોય તો જે સારવાર ધ્રાસ્કો (Shock) લાગે તે વખતે કરવામાં આવે તે કરવી જોઇએ. એટલે ગભરામણ ન થાય એવી રીતે દરદીને શાંત પડી રહેવા દેવા. તેનામાં ગરમી લાવવી અને જરૂર પડે તો પગને તળીએ, બગલમાં અને પડખાંમાં ગરમ પાણીની શીશીઓ મૂકવી. લોહી વહેતું બંધ થાય ત્યારે સખત કોફી અથવા બીજું ઉત્તેજક પીણું આપવું. પણ લોહી વહેતું હોય તો કોઇ પણ જાતનું ઉત્તેજક પીણું આપવું નહિ.

### ૩ ગુંગળાઇ જવું.

ગુંગળાઇ જવાના બે વિભાગ પાડી શકાય,

(૧) ગળામાં કોઈ પદાર્થ ભરાઈ જવાથી અથવા બળતરાથી સ્હેજ ગુંગળાવાનું.

(૨) માંસ જેવા સખત પદાર્થના આવી જવાથી શ્વાસ નળી બંધ થઈ જાય ત્યારે; ગુંગળાઈ જવાનો આ ભયંકર પ્રકાર છે.

રોટલીના નાના કકડા ખવડાવો, પાણીના ઘુંટડા લેવડાવો અથવા બન્ને ખભાના મધ્ય ભાગમાં ધીમે ધપ્પો મારો. કોઈ પણ સંજોગમાં પીઠ પર જોરથી ધપ્પો ન મારવો. હેરીંગ જેવી નાની માછલીનું હાડકું ગળામાં ભરાઇ ગયું હોય તો દસ દસ મીનીટે એકેક ચમચી સરકો પીવડાવો. સરકાથી ગળાની અંદરનું પાતળું પડ સંકોચાઈ જાય છે અને તેથી હાડકું ગળામાંથી છુટું પડી પાણી સાથે ધોવાઇને ઉતરી જાય છે.

મોટી માછલીનું હાડકું આવી ગયું હોય તો કાંઈ ડખલ ન કરો. ડાકટરને બોલાવો. તમે હલાવવા જશો તો હાડકાંની અણી ગળામાં વાગશે અને ઘા પડશે.

બીજા પ્રકાર માટે તમારી પહેલી આંગળી વાંકી વાળી ગળામાં આવી ગયેલી વસ્તુને બહાર ખેંચી કહાડો અથવા નીચે ઉતારી દો. અથવા જીભના મૂળપર ભાર દઇને દરદીને ઉલટી કરાવો.

**૪ આંખમાં કણું પડવું:—**

આંખ ચોળવા ન દો. ચોળવાથી બળતરા થશે અને સોજો ચડશે તથા કણું બહાર કહાડવાનું મુશ્કેલ થઇ પડશે.

કણું નીચલા પોપચામાં પડયું હોય તો પોપચું જેમ બને તેમ નીચું નમાવો અને ભીના રૂમાલની અણીથી, ચિત્રકામમાં વપરાતા બ્રશથી અથવા પીંછાથી કણું કાઢી લ્યો. કણું ઉપલા પોપચામાં પડયું હોય તો ઉપલું પોપચું ડોળાથી જરા દૂર ખેંચો અને નીચલું પોપચું ઉપરના પોપચા સુધી ખેંચી લઇ જાઓ. આમ કરવાથી નીચલા પોપચાની પાંપણો ઉપરના પોપચાનો અંદરનો ભાગ સાફ કરી નાખશે.

બીજી રીત નીચે પ્રમાણે છે, અને દરેક વીરબાળાએ તેનો મહાવરો કરવો જોઇએઃ—દરદીને બેસાડો તમે તેની પાછળ

ઉભાં રહો. દરદીનું માથું તમારી છાતી ઉપર ટેકાવો. તમારા અંગુઠાની નીચે અને દરદીના પોપચાની ઉપર દિવાસળી અથવા કોઈ ચપટો પદાર્થ રાખો, પછી પોપચાના છેડાને પકડી, દીવાસળી ઉપર ખેંચી, અંદરનો ભાગ બહાર આવે એ મુજબ પોપચું ઉથલાવો. પીંછું કે ભીનો રૂમાલ લઇ કણું કાઢી લો અને પછી પોપચું નીચું અસલ સ્થિતિમાં મુકી દો.

આંખ બળતી હોય તો સ્હેજ ગરમ અને નરમ ચાથી તેને ધોઇ નાખો. કણું ઉંડું પેસી ગયું હોય તો થોડું ઓલીવ ઑઇલ અથવા દિવેલનું ટીપું નીચેના પોપચામાં નાખો, આંખ બંધ કરાવો અને નરમ ભીનું પોતું મૂકી પાટો બાંધો. પછી આંખ જોવા ડાકટરને બોલાવો.

## આંખમાંથી કણાનો કકડો દૂર કરવા માટે કાગળનું સાધન બનાવવાની રીત.

એક કાગળના કકડાને બેવડો વાળો. ૩૦ અંશનો ખુણો થાય તેવી રીતે તીક્ષ્ણ ચપ્પુથી તેને કાપો. અણીનો ભાગ સ્હેજ ભીનો કરો. પછી દરદીની આંખના ડોળા ઉપર બરાબર એવી રીતે અણીના ભાગને મૂકો કે કણાને તે બરાબર અડકી શકે. પહેલેજ પ્રયાસે કણું નીકળી જશે.



### ઘુંટીનું મચકોડાઇ જવું.

ઘરની બહાર ઘુંટી મચકોડાઇ જાય તો બુટ અથવા સ્લીપર પહેરી રાખો અને સાંકડો પાટો મજબુત બાંધી દો. પાટો વધારે મજબુત કરવો હોય તો બાંધ્યા પછી તેને પાણીમાં પલાળો.

ઘેર પહોંચ્યા પછી બૂટ ઉતારી લ્યો. પછી ઘણા ગરમ પાણીથી અને પછી ઘણા ઠંડા પાણીથી વારા ફરતી શેક કરો. પાણી જોરથી

એટલે ઉંચેથી રેડવું. પગ એક પહોળા વાસણમાં રાખી લોટા વડે ઉંચેથી પાણી રેડવું. પછી મજબુત પાટો બાંધવો. ઘુંટણના મચકોડમાં પગ ઉંચે રાખવો. હાથનું કાંડું મચકોડાય તો હાથ ઝોળીમાં રાખવો.

સઘળા મચકોડમાં હાડકું ભાંગી જાય તે વખતે જે સારવાર કરવી પડે તે કરવી. અને સોજો કે દરદ વેગવાળું તીવ્ર હોય તો ડાકટરી તપાસ કરાવવી.

**મોટા ભાગનું દાઝી જવું.**—શરીરનો ઘણો ભાગ દાઝી ગયો હોય તો લીન્ટના કકડા કરી તે મૂકવા. આથી બીજી વખત પાટો બાંધતી વખત ઓછું દરદ થશે. કારણ કે દરેક કકડો એક પછી એક લઇ શકાય અને આખો ભાગ હવામાં એક સાથે ખુલ્લો રહે નહિ.

**પાટા બદલવા.** દાઝેલા ભાગની ગરમી એ ભાગને એકદમ સુકકો બનાવે છે. આ ભાગ સુકકો જણાય એટલે પાટો બદલવો જોઇએ. પાટો ચોંટી ગયો હોય તો પાણી અને સોડા ખારનાં મિશ્રણથી તેને ભીનો કરવો અને કાળજીથી તેને ઉતારી લેવો. ખેંચીને કાઢી ન લેવો. દાઝેલા ભાગપર કપડું ચોંટી જાય તો તેને ફાડી ન નાંખવું, પણ એટલા ભાગપર કપડાનો ભાગ રહેવા દઇ કાતરી લેવું.

ગંભીર રીતે દઝાએલ હોય તો ધ્રાસ્કા વખતે જે સારવાર થાય છે તે કરવી. ( જુઓ લોહીનું વહેવું )

## સૃષ્ટિજ્ઞાન અથવા પ્રાણી અને કુદરતનું જ્ઞાન.

જો તમે ગામડામાં રહેતાં હો તો તો નાનાં મોટાં બધી જાતનાં પ્રાણીઓની ટેવનું નિરીક્ષણ કરવાનું તમને સરળ પડે. પણ શહેરમાં અનેક મુશ્કેલીઓ નડે છે. વળી જો તમે સસલું, કુતરૂં કે ટટ્ટુ પાળતાં

હો તો તો તમે તેમની ટેવનું નિરીક્ષણ કરી શકો અને તેમનો તમને ઘણો પરિચય થાય. પક્ષીઓ શહેરમાં તેમજ ગામડામાં જોવાનાં મળી આવે તેથી વીરબાળાને પક્ષીઓનું નિરીક્ષણ કરવું સહેલું થઇ પડે એમ છે. જ્યારે તમે પર્યટનમાં નીકળો અથવા બહાર ખુલ્લામાં રહેવાને જાઓ, ત્યારે પક્ષીઓ વિષે તમે ઘણું ઘણું જાણી શકો. ખાસ કરીને વસંતઋતુમાં તો તમને ઘણું ઘણું જોવાનું મળે.

માળા બાંધતાં, ઈંડાં સેવતાં અને બચ્ચાંને ઉછેરતાં મોટાં પક્ષીઓ તમને જોવાનાં મળે. એજ સમય પક્ષીઓની નિરીક્ષા કરવાનો ઉત્તમ સમય છે, પક્ષીઓના અવાજથી, દેખાવથી અને ઉડવાની રીતથી નિરીક્ષક વીરબાળા જરૂર તેમને ઓળખી શકે. પક્ષીઓના માળા કેવા છે, ક્યાં છે, ઈંડાનો રંગ કેવો છે એવું એવું નિહાળે. બચ્ચાં કેવાં છે તે પણ જુએ. કેટલાંક પક્ષીનાં બચ્ચાંનાં અંગો ઢીલાં હોય છે, કેટલાંકના અંગપર પીંછાં હોય છે. અને કેટલાંકના શરીરપર કંઇ ઢાંકણ હોતું નથી. કબુતરનાં બચ્ચાંને કંઇ ઢાંકણ હોતું નથી. (moor hen) જળકુકડીનાં બચ્ચાં નીકળે છે તેવાં પાણી ઉપર તરી શકે છે અને મરઘીનાં બચ્ચાં નીકળ્યા પછી થોડીજ મીનીટમાં માખીની પાછળ આમ તેમ દોડી પણ શકે છે; ત્યારે ચકલીનું બચ્ચું ઘણો સમય અશક્ત હોય છે અને તેની આંખો ઉઘડેલી હોતી નથી. તેને તેનાં મા બાપ હેતથી ખવડાવે છે, પીવડાવે છે.

મોટાં પક્ષીઓ બચ્ચાંને ઉડતાં શીખવે છે તે જોવાની ઘણી રમુજ આવે છે. નર કે માદા પક્ષી ઉંચું થાય છે અને થોડો વખત પાંખોને ધીમે ધીમે ફફડાવે છે. બચ્ચું તે પ્રમાણે કરી શકે ત્યાંસુધી તે વારંવાર ફરી ફરીને ઉંચું થઇ પાંખો ફફડાવે છે. પછી તે એક ડાળી ઉપરથી બીજી ડાળી ઉપર પાંખો ફફડાવીને કૂદે છે, અને બચ્ચાં પણ તેમનું જોઇ તે પ્રમાણે કરે છે અને પાંખોવડે સમતોલ પણું રાખતાં શીખે છે. પછી તો તે એક ડાળી ઉપરથી દૂરની બીજી

ડાળી ઉપર ઉડીને જવાનો યત્ન કરે છે. એ પ્રમાણે થોડાજ વખતમાં બચ્ચાંઓ ઉડવામાં પાંખનો ઉપયોગ કરતાં શીખી જાય છે. પણ એ બધું તે ધીમે ધીમે અને સંભાળપૂર્વક મેળવેલા શિક્ષણથી જ કરી શકે છે.

એક પક્ષીની રમુજી વાત છે. એક હતો ચકલો અને એક હતી ચકલી. અનેક મતભેદને અંતે તેમણે એક માળો બાંધ્યો. ચકલાએ ડાંખળીઓનો માળો બાંધવો શરૂ કર્યો એટલે ચકલીએ તેની સાથે રહેવાની ના પાડી. ત્યારે ચકલાએ એકેએક ડાંખળી કાઢી કાઢીને ફેંકી દીધી અને ચકલીના કહેવા પ્રમાણે ઘાસ અને પરાળનો માળો તે બાંધવા લાગ્યો. પછી તેમણે દોરા વાપર્યા પણ જ્યારે ચકલી પીછાં લાવી ત્યારે ચકલાએ વાંધો લીધો. આવું આવું જોવાની કેટલી ગમત આવે!

## પક્ષીનું ચિત્ર દોરવાની રીત—

પ્રથમ એક ઈંડું દોરો, પછી તેની ઉપર નાનું ઘડીયાળ દોરો. તે ઘડીઆળમાં સેકંડ બતાવનારૂં ચક્ર પણ કહાડો. પણ કાંટા દોરશો તે પહેલાં તો પક્ષી બની જશે. પછી તેની બહારની રૂપરેખાઓ દોરી લો. તમે પ્રયત્ન કરી જુઓ. કેટલું બધું સહેલું છે.



દેડકાનું અવલોકન પણ ઘણું રસીક થઇ પડે છે.

ઈંડાંમાંથી બચ્ચાં નીકળે છે, તે પાણીમાં તર્યા કરે છે અને વનસ્પતિ ખાય છે. ધીમે ધીમે તેની પુંછડી અને ઝાલર જતાં રહે છે અને પગ આવે છે. પગ આવ્યા પછી તે માંસાહારી બને છે અને કીડા ઈયળ એવું એવું ખાય છે.

**ષટ્પદી**—ષટપદીના વર્ગનાં પ્રાણીઓની ટેવ અને જીવનની નિરીક્ષામાં કંઈ ઓછો આનંદ મળતો નથી. એ વર્ગમાં પતંગીઆં, કીડી, મધમાખી, વગેરે આવે છે.

પકડવાને માટે પતંગીઆની પાછળ દોડવામાં ઘણો આનંદ પડે છે. પતંગીઆં પકડવાને એક જાળી અને ડબો લઇ ખેતરોમાં અને વાડોપર અને ખાઇઓમાં જજો. તેને પકડો ત્યારે તેની પાંખો બગડે નહિ એવી સંભાળ રાખજો, અને તેમને જીવતાં પાંજરામાં રાખજો. તેઓ ઇંડાં મૂકશે અને તેમાંથી તમે ટોળાંબંધ પતંગીઆં ઉછેરી શકશો.

જાળી બનાવવાને એક વાર લાંબો, મજબુત તાર લઈ તેને ગોળ વાળીને તેના છેડા મજબુત બાંધી દેજો, અને તેને એક લાકડી સાથે બાંધશો એટલે સારી જોઇએ તેવી જાળી બનશે.

પતંગીઉં જાળમાં ભરાય ત્યારે જાળી તારની આસપાસ વળી જાય એટલી લાંબી રાખજો.

જ્યારે પતંગીઉં પાંખને ફફડાવે છે ત્યારે પાંખ પરનાં પીળાં અને કીરમજી સૂક્ષ્મ ભીંગડાં ઘસાઇને ઉખડી જાય છે, માટે સંભાળથી વિપુલદર્શક કાચવડે તેની પાંખનું નિરીક્ષણ કરજો.

હું તો કદી જાળીનો ઉપયોગ કરતો નથી. હું મારી ચોપડીમાં તેમનાં ચિત્રો દોરી, ચિત્રરૂપે તેમને પકડી રાખું છું. તેથી મને અને પતંગીઆંને ઘણી કનડગત ઓછી થઇ જાય છે.

**વૃક્ષો**—જુદાં જુદાં ઝાડવિષે પણ વીરબાળાએ જ્ઞાન મેળવવાની જરૂર છે. પોતાના દેશમાં થતાં ભિન્ન ભિન્ન ઝાડોને તેમાના શીઆળાના અને ઉનાળાના દેખાવ ઉપરથી ઓળખતાં પણ આવડવું જોઇએ. તેમના ઉપયોગ વિષે પણ જાણવું જોઇએ. તેમનાં પાંદડાં, ફૂલ, ફળ કેવાં છે તેનું જ્ઞાન મેળવવું જોઇએ. જ્યારે બહાર ખુલ્લામાં તમે રહેવા જાઓ ત્યારે કયાં લાકડાં સારાં બળે છે તે જાણો તો તમને તે જ્ઞાન ઘણું ખપ લાગે. બાવળ, દેવદાર બળવામાં સારાં છે. કયાં લાકડાંપર કોતરકામ સારૂં થઇ શકે ક્યાની સારી લાકડી બને અને ક્યાપર રંગકામ સારૂં થાય એવું એવું જ્ઞાન પણ ઘણું ઉપયોગી થઈ પડે.

વીરબાળાને દેખાવ પરથી ઓળખતાં આવડવાં જોઇએ એવાં વૃક્ષોની આ એક યાદી છે.

| | | | | |
|---|---|---|---|---|
| સાગ | આંબો | દાડમડી | કેસીઆ | રબરનુંઝાડ |
| આંબલી | ફણસ | પપૈયો | વાંસ | અસોપાલવ |
| લીંબડો | સીતાફળી | હીના | પાઇન | શીમળો |
| બાવળ | જમરૂખી | ગુલમહોર | દેવદાર | પીપળો |
| યુકેલીપ્ટસ | સુખડ | વડ | સીડર | સીસમ |

ફૂલ—વનસ્પતિની નિરીક્ષામાં જેવો રસ પડે છે તેવોજ ફૂલની નિરીક્ષામાં પણ પડે છે, કારણ કે ફૂલ ઉગાડવાં સહેલાં છે. દરેક બાળાએ જુદાં જુદાં ફૂલનાં નામ જાણવાં જોઇએ. તેમને ઉછેરતાં પણ આવડવું જોઇએ. કયારે ફૂલ છોડ રોપવા, તેમના પર ક્યારે ફૂલો આવે છે, તેમાં બીજ કેવી રીતે બંધાય છે, બીજ કેવી રીતે વિખેરાય છે, અને ફરીથી નવા છોડ કેવી રીતે ઉગે છે એ બધું પણ જાણવું જોઇએ. ભોંપાત્રી અથવા ભાંગરાના બીજને વિપુલ દર્શક કાચથી જોશો તો તમને માલુમ પડશે કે એના કરતાં વધારે સુંદર વસ્તુઓ બહુ ઓછી હશે. જ્યારે ફૂલ ઉઘડે છે અને બીજ પરિપકવ થાય છે ત્યારે દરેક બીજના માથા પર સુંદર પીછીની કલગી હોય છે. એ કલગીની

મદદથી પવનમાં બીજ જાણે બલુનમાં બેસી મુસાફરી કરતું હોય નહિ એમ લાગે છે. તે ઘણે દૂર જઇ જમીન પર પડે છે, અને ત્યાં ઉગે છે. ઘણાં ફૂલોને બીજ ઘણે દૂર જઈ પડે એવી ઇચ્છા હોય છે. વાયોલેટ, ઇંરીસ, પેન્સી, વોલફ્લાવર, અને બીજાં ઘણાં ફૂલના છોડની શીંગ ફાટે છે અને બીજ દૂર જઇ પડે છે. ઘણા છોડને ખાવા લાયક ફળ આવે છે. ઘણાને ઝેરી ફળ હોય છે. વીરબાળાએ ઝેરી ફળ ક્યાં હોય છે અને ક્યાં ખાવા લાયક છે તે જાણવું જોઇએ. ખુલ્લામાં જ્યારે તમે રહેવા જાઓ ત્યારે એ જ્ઞાન તમને ઘણું ઉપયોગી થઈ પડે.

## ખાવા લાયક વનસ્પતિ.

મુખ્યત્વે કરીને ખોરાક તરીકે કામ લાગતી વનસ્પતિ તમારે જાણવી જોઇએ. કદાચ જંગલમાં તમારી પાસે ખોરાક બીલકુલ હોય નહિ તે વખતે જો તમે છોડ વિષે કંઈ જાણતાં હોતો ભૂખે મરો નહિ, અથવા ન ખાવા લાયક વનસ્પતિ ખાઇ શરીરને હાનિ પહોંચાડો નહિ. માટે ક્યાં કંદ, મૂળ, ફળ ખાવા લાયક છે, અને ક્યાં નથી તે તમારે જાણવું જોઇએ.

ઘણાં ફળ, મૂળ, છાલ, પાંદડાં ખવાય એવાં હોય છે. અનાજ, બીજ, મૂળ, ઘાસ ને ભાજી પણ ખવાય છે. પણ ક્યાં ખાઇ શકાય અને ક્યાં નહિ તે તમારે જાણવું જોઇએ. વળી તેને રાંધતાં પણ તમને આવડવું જોઇએ. જંગલમાં રાંધવાની પણ ઘણી મજા પડે છે.

## શહેરમાં સૃષ્ટિજ્ઞાન.

ઘણા માને છે કે ખેતરોમાં અને જંગલોમાં ગયા વિના કુદરતનો અભ્યાસ થઇ શકે નહિ. પણ તમારા શહેરમાં કે તમારા ઘરમાં પણ તમે કુદરતનો અભ્યાસ કરી શકો છો.

દાખલા તરીકે આયનામાં જોઇને તમારી આંખનુંજ નિરીક્ષણ કરશો તો તેની અદ્દભુત રચના તમને માલુમ પડશે. તે કેવી એક નાના પરપોટા જેવી છે. સહજ પણ તેને આંચ આવતાં તે ફૂટી જાય. આંખ પછી જ્ઞાનતંતુનો વિચાર કરો. તે આંખે જોયેલી વસ્તુઓના સંદેશા કેવા મગજને પહોંચાડે છે. મન એ સંદેશાને ગ્રહણ કરે છે અને પછી તે ગતિ આપવાને ઇચ્છા કરે છે અથવા શક્તિ આપે છે. તમારી આંખ ટેબલ પરની વસ્તુઓ તમને બતાવે છે, અને અદૃશ્ય વિચાર તમારા મનમાં ઉપજે છે કે તે વસ્તુને તમે પકડી લો. પછી વિચાર તમારા હાથના સ્નાયુઓને કાર્ય કરવાને અને વસ્તુ પકડવાને પ્રેરે છે.

તમે તમારા વિચાર જોઈ શકતાં નથી, પણ વિચાર છે એમ તો તમે જાણો છો. વસ્તુને પકડો છો ત્યારે તમારા વિચારનું પરિણામ તમે જોઇ શકો છો. એજ રીતે ઈશ્વર દેખાતો નથી છતાં તે છે અને જ્યારે તમે સારૂં કામ કરો છો ત્યારે તેનું પરિણામ તમે જુઓ છો. કેટલાક પ્રસંગે તમે સારૂં કામ ન કરો અથવા ઇશ્વરે સૂચિત ન કર્યું હોય એવું કામ કરો ત્યારે તમને શરમ આવે છે અને ફરીથી એવું કામ કરવાનું તમને રૂચતું નથી. માટે કોઇ પણ કામ કરતાં પહેલાં વિચાર કરજો અને હું આ કામ કરીશ તે ઇશ્વરને ગમશે કે નહિ એવો પ્રશ્ન તમારા મનને પૂછજો. જો તમને 'હા'માં જવાબ મળે તો તે કામ કરજો અને જો જવાબ 'ના'નો મળે તો તે કામ કરશો નહિ. દરેક કામ કરતા પહેલાં તમે વિચાર કરવાનું યાદ રાખો તો સરળ અને પવિત્ર જીંદગી ગાળવામાં તમને જરાએ અડચણ પડશે નહિ.

## છદ્મ ચાલ—કેવી રીતે સંતાઇ જવું.

જ્યારે કોઈ જંગલના પ્રાણીનું અવલોકન કરવાનું હોય ત્યારે લપાતાં લપાતાં જવું જોઇએ. એટલે તમારા જવાથી અવાજ ન સંભળાય તથા તમારી ગંધથી પ્રાણી જાણી ન જાય તેમ જવું જોઇએ.

જંગલી પ્રાણીઓના શિકાર વખતે શિકારી લપાઇને દેખાયા વિના ચાલે છે અને લડાઇ વખતે બાળવીર શત્રુની શોધ એ પ્રમાણેજ કરે છે. પોલીસનો માણસ ખિસ્સા કાતરૂને પકડવા માટે યુનિફોર્મ પહેરીને રસ્તા વચ્ચે ઉભો રહેતો નથી. તે ટોળામાં સાદા પોશાકમાં દાખલ થઈ જાય છે અને દુકાનની બારીમાં નજર રાખી પાછળથી પ્રતિબિંબ પડે તે જોયા કરે છે.

જો ગુનેહગાર માણસને ખબર પડે કે તમે તેને દેખી ગયા છો તો તે ચેતી જાય છે અને બિનગુનેહગારને જણાય કે તમે તેને જોયા કરો છો તો તે નારાજ થાય છે. તેથી જ્યારે કોઈની તપાસ કરવાની હોય ત્યારે તેના તરફ ખુલ્લી રીતે ન જોતાં એક બે વખત બરાબર બારીકીથી જોયા પછી વધારે જોવા તેની પાછળ પાછળ જાઓ. પાછળ રહી તપાસ કર્યેથી સઘળી વિગત બરાબર સમજાશે બલકે આગળના કરતાં વધારે ઠીક સમજાશે. જો તેઓ બાળવીરની માફક ચારે બાજુએ નજર નહિ કરતા હોય તો તેમને જણાશે પણ નહિ કે તમે તેમની કરો છો.

લડાયક બાળવીર અને શિકારી જંગલી પ્રાણીની પાછળ જતી વખત પોતે દેખાઈ ન જાય એટલા સારૂ બે અગત્યની વસ્તુઓ લક્ષમાં રાખે છે.

**પાછળનું દશ્ય.** એક–પાછળની જમીન, ઝાડ, મકાન વગેરેનો રંગ પોતાના પોશાકના રંગને મળતો આવે છે કે નહિં તે ધ્યાનમાં રાખે છે.

બીજું—દુશ્મન અથવા પ્રાણી તેમને દેખી જાય તો જ્યાં સુધી તે ત્યાં રહે ત્યાં સુધી પોતે હાલ્યા ચાલ્યા વિના ત્યાંને ત્યાં ઉભો રહે છે.

" **સંકોચ.** " આ પ્રમાણે બાળવીર બહાર ગયા છતાં બીજાથી દેખાઇ જતો નથી. આને બાળવીરો " સંકોચ "–( Freezing ) કહે છે.

## પગલાં પારખવાં.

કોઈ પણ ઝીણી બાબત–જેવી કે–પગલાં, ભાગેલી ડાળીઓ, ચંપાઇ ગયેલું ઘાસ, ખોરાકના કકડા, જૂની દિવાસળીઓ વગેરેને વીરબાળાઓ " નિશાની " શબ્દથી ઓળખાવે છે.

એક વખત એક ચિત્તો બકરીનું બચ્ચું મારી લઇ ગયો. તેની પાછળ કેટલાક હિંદી પગીઓ ગયા. ચિત્તો જંગલના ખુલ્લા ખડક પરથી પસાર થઇ ગયો હતો અને તેના સુંવાળા પગની કાંઈ નિશાની જણાતી ન હતી. એક પગી ખડકની બીજી બાજુએ ગયો. ત્યાં ખડકની તીણી ધાર આવી રહી હતી. પગીએ પોતાની આંગળી ભીની કરી અને ધાર ઉપર ફેરવી તો તેને બકરીના બચ્ચાના વાળ આંગળીએ ચોંટેલા જણાયા. આથી તેને જણાયું કે ચિત્તો બચ્ચાને ઘસડતો ખડકની પેલી બાંજુએ ગયો હશે. આંગળી ઉપર આવેલા આ વાળને વીરબાળા નિશાની શબ્દ આપે છે.

આ પગીએ નિશાની ઉપરથી એક રીંછને શોધી કહાડયું હતું. એક વખત એક ઝાડની છાલ ઉપર તાજા ઉઝરડા માલુમ પડયા અને તે રીંછના પંજાના હોય એમ જણાયું. ઝાડની બીજી બાજુ છાલ ઉપર એક કાળો વાળ જણાયો. તેથી તેણે જાણ્યું કે રીંછે ઝાડ સાથે શરીર ઘસ્યું હશે.

પોતાની નજરની બહાર કાંઇ જાય નહિ તે વીરબાળાએ ખાસ લક્ષમાં રાખવું જોઇએ. દરેક બાબત અને નિશાની જોઇ તેનો અર્થ તેણે સમજી લેવો જોઇએ. તરુણ વીરબાળા આવું સઘળું જોઈ સમજી

જાય અને ધ્યાન બહાર કાંઈ જવા ન દે તે માટે ઘણા અભ્યાસ અને સમયની જરૂર પડે છે. પોતાનું ડોકું ચારે દિશામાં ફરતું રાખવામાં આવે અને બધી બારિક બાબતો ધ્યાનમાં રાખી તપાસ કરવામાં આવે તો આ અભ્યાસ શહેરમાં કે ગામડામાં ગમે ત્યાં કરી શકાય છે.

આજ રીતે કોઇ અજાણ્યો અવાજ સંભળાય અથવા ખાસ અપરિચિત ગંધ આવે તો તે શો અર્થ સૂચવે છે તે સમજવું જોઇએ. જો તમે નિશાનીઓનો અભ્યાસ ન કરો તો જુદી જુદી વિગતો એકઠી કરી શકો નહિ અને વીરબાળા તરીકે લાયક ન થાઓ. આ સઘળું મહાવરાથી આવડે છે.

પાસેની અથવા દૂરની વસ્તુ કોઇ અજાણ્યો માણસ વીરબાળાની પહેલાં જાણી જાય તો વીરબાળાને શરમાવાનું થાય એ ધ્યાનમાં રાખવું.

રસ્તાની આગલી બાજુએજ જોયા ન કરવું. પણ પાછી નજર કરી પાછળ પણ જોતાં રહેવું.

પાછળનો પ્રદેશ કેવો જણાય છે તે ધ્યાનમાં રાખવું કારણ કે પાછા ફરતી વખત તે કેવો દેખાશે તે ધ્યાનમાં રહે.

અજાણ્યા ગામના રસ્તાઓમાં વીરબાળા મુખ્ય મકાનો અને ગલીઓ ધ્યાનમાં રાખી રસ્તો યાદ રાખે અને બીજું ન બને તો દુકાનો અને તેની બારીઓમાં રહેલી વસ્તુઓ તો જરૂર યાદ રાખે છે.

રસ્તે જતાં વાહનો-ઘોડાનો સામાન અને તેમની નાળ સ્વચ્છ છે કે નહિ તે પણ તપાસે છે. કેવી જાતના લોકો રસ્તે જાય છે તે ખાસ જુએ છે. તેમના ચહેરા, પોશાક, બૂટ, ચાલવાની રીત વગેરેનું અવલોકન કરે છે.

આથી કદાચ પોલીસનો માણસ પૂછે કે "માથે સામાનની ટોપલી મૂકી રસ્તે જતો કોઇ મજૂર તમે જોયો છે" તો તે કહી શકશે કે "હા, તેનો જમણો પગ લંગડો હતો, લાલ ધોતીયું તેણે પહેર્યું હતું,

અને લગભગ ત્રણેક મીનીટ પર અહીંથી ડાબી બાજુની ફલાણા નામની બીજી ગલીમાં તે ગયો છે."

ગુનેહગારોને શોધી કહાડવામાં આવી જાતની હકીકત બહુ ઉપયોગી થઇ પડે છે. પણ ઘણા માણસો આંખો બંધ કરીને કાંઇ પણ જોયા સિવાય ચાલ્યા જાય છે.

પૈડાની નિશાની પણ જાણવી જોઇએ. આ નિશાની તોપની ગાડીની છે, સાધારણ ગાડીની છે, મોટરની, ગાડાની કે બાઇસીકલની છે અને તે કઇ દિશામાં ગઇ છે તે સઘળું જાણવું જોઇએ.

રડીઆર્ડ કીપલીંગે 'કિમ' નામે વાર્તા લખી છે. તેમાં નાનાં છોકરાંને રમતદ્વારા ગુનેહગાર શોધકની તાલીમ આપવા બે છોકરાઓની અવલોકન શક્તિ કેળવવા એક રમત યોજી હતી. તેમાં એક રકેબીમાં થોડી જુદી જુદી જાતની વસ્તુઓ ગોઠવવામાં આવી હતી. છોકરાએને એક મિનીટ તે રકેબી જોવા માટે ખુલ્લી રાખી હતી. પછી રકેબી ઢાંકી દેવામાં આવી હતી. પછી છોકરાઓ યાદ કરીને સઘળી વસ્તુઓનું વર્ણન કરી જતા હતા.

આપણે આ રમત દાખલ કરીશું કારણ કે વીરબાળાઓ માટે આ સારી તાલીમ આપે છે.

**લોકો વિષે હકીકત.** ટ્રેન અથવા ટ્રામની મુસાફરી કરતી વખતે સાથેના મુસાફરોનું અવલોકન આનંદ આપે છે. તેમના ચહેરા, પોશાક, વાતચિત વગેરે ઉપરથી તેમના સંબંધે આપણે ઘણું કહી શકીએ. તેમના દેખાવ તથા રીતભાત ઉપરથી તેઓ શ્રીમંત કે ગરીબ હશે [ તેમના જોડા ઉપરથી ઘણી વખતે તે કહી શકાય ] અને તેમને કેવી મદદની જરૂર હશે તેમનો ધંધો શો હશે, તેઓ સુખી હશે કે દુઃખી તે સઘળું કહી શકાય.

આવું અવલોકન કરતી વખત એમ જણાવા ન દેવું કે તમે તેમનો અભ્યાસ કરો છો નહિ તો તેઓ સાવધ થઇ જશે.

**દેશનું અવલોકન.** જો તમે કોઇ પ્રદેશમાં જાઓ તો ત્યાંની કેટલીક નિશાનીઓ તમારે યાદ રાખવી. જેથી તમને રસ્તો જડે અને ભૂલાં ન પડો. આવી નિશાનીઓ નીચે પ્રમાણે હોઇ શકે. દૂરની વસ્તુઓમાં ડુંગરા, દેવળના ઘુમટ, મીલની ચીમનીઓ વગેરે. નજીકની વસ્તુઓમાં ખાસ બાંધણીવાળાં મકાનો, ઝાડ, દરવાજા, ખડકો મંદિરો વગેરે.

એટલું યાદ રાખવું કે આવી નિશાનીઓનું જ્ઞાન કોઈ વખત બીજાને રસ્તો બતાવવામાં કામ લાગે છે. તેથી તેમનું બારીક અવલોકન કરવું કે જેથી ભૂલ વગર આપણે યોગ્ય ક્રમમાં બીજાને તે કહી શકીએ. દરેક ગલી અને પગ રસ્તા બરાબર તપાસવા અને યાદ રાખવા જોઇએ. આ યાદ રહે તો રાત્રે અથવા ધુમસમાં જ્યારે બીજા ભૂલા પડે છે જ્યારે તમે સહેલાઇથી રસ્તો શોધી શકશો.

**આંખનો ઉપયોગ.** કોઇપણ વસ્તુ આપણા અવલોકન માટે નાની અગર નજીવી ન ગણાય. બટન, દિવાસળી, વાળ, સિગારની રાખ, પીંછું અથવા પાંદડું અને આંગળીની, ખુલ્લી આંખે ન દેખી શકાય તેવી, નિશાની પણ ગુનાહ શોધવામાં બહુ ઉપયોગી થઈ પડે છે.

થોડા વખત પહેલાં એક બાઇએ પોલીસને ખબર આપી હતી કે એક દિવસ પોતે ઓરડાના એક ખુણામાં શાંતિથી વાંચતી હતી. તે વખત કોઈ ચિંથરેહાલ માણસ ખુલ્લી બારીમાંથી અંદર છુપી રીતે દાખલ થયો અને રૂપાની કુલદાની લઈ નાસી જવાની તૈયારીમાં હતો ત્યાં બહારથી કંઇ અવાજ આવ્યો.

ફુલદાની નિચે મુકી દઈ ચોગાનમાંથી નાસી નીચી વાડ કુદીને તે નાસી ગયો.

ગુનાહ શોધકો આવ્યા પણ જે ઉંચી જગ્યાથી માણસ કુદીને નાસી ગયો હતો ત્યાં પણ કાંઇ નિશાની જણાઇ નહિ. પછી તેમણે ફુલદાનીની બારીક તપાસ કરી અને ઘરના બીજા માણસોની આંગળીઓની તપાસ કરી. તેમણે પછી રિપોર્ટ કર્યો કે ઘરની નોકર બાઇ શિવાય ફુલદાનીને કોઇ અડકયું નથી અને મેદાનમાંથી કોઇ વાડ કુદીને નાસી ગયું નથી.

પાછળથી માલમ પડયું કે ઘરધણીઆણીને સ્વપ્ન જેવું થઇ આવ્યું હતું અને આખી વાત કલ્પી કાઢી હતી. પણ ગુનાહ શોધકોએ તો આંગળીની નિશાનીઓ ઉપરથી જ સાચી હકીકત શોધી કહાડી હતી.

ખુલ્લા પ્રદેશમાં ફરતી વખત આંખો ખુલ્લી રાખી નજીકની વસ્તુઓ ધ્યાનમાં રાખવાની છે એટલુંજ નહિ પણ દૂરની નિશાનીઓ પણ ધ્યાનમાં રાખવાની છે. જેવા કે—ધૂળનું ઉડવું, પક્ષીઓનો ખળભળાટ, ઘાસ અથવા છોડવાઓની અસામાન્ય હીલચાલ વગેરે. કાન પણ ખુલ્લા રાખવા અને ડાળીઓનો ખખડાટ, કુતરાઓનું એકદમ ભસવું વગેરે ધ્યાનમાં રાખવું.

રાત્રે આંખને બદલે કાનનો ઉપયોગ કરવો. આવા મહાવરાથી પૂર્ણ તાલીમ મળે છે.

તાલીમ લીધેલી વીરબાળા નાની નાની નિશાનીઓ મગજમાં એકઠી કરી તેનો અર્થ તુરતજ ઉપજાવી કહાડે છે. તાલીમ લીધા વિનાની બાઇને આમાનું કાંઇ આવડતું નથી.

જેમ ચોપડી વાંચતી વખત આપણને જોડણી કરી દરેક શબ્દ છુટો પાડીને વાંચવાની જરૂર પડતી નથી તેમ વખતો વખતના મહાવરાથી આવી નિશાનીઓનો અર્થ આપણને એકદમ સમજાય છે.

એક વખત મેટેબલ વિગ્રહ વખતે (નકશામાં બતાવો) એક દેશી માણસ સાથે મટોપો ટેકરીપર હું સ્કાઉટિંગ માટે ગયો હતો. ફરતું ઘાસનું મેદાન હતું. એવામાં ઘાસ ઉપરના થોડા વખતપર બનાવેલા પગ રસ્તા પાસે અમે ગયા. પગનીચે દબાયેલું હોવા છતાં ઘાસ લીલું અને ભીનું હતું. બધું ઘાસ એકજ દિશામાં વળેલું જણાતું હતું. તેથી સઘળા કઇ દિશામાં ગયા હતા તે માલુમ પડતું હતું. આ રસ્તે આગળ વધતાં થોડો ભાગ રેતીવાળો આવ્યો. પગલાં પરખતાં જણાયું કે રસ્તે જનાર બૈરાં હતાં. (પગ નાના, એડી સીધી, અને ટુંકા ડગલાં). અને કેટલાક છોકરા હતા. (નાના પગ, વાંકી એડી, અને લાંબા ડગલાં). બધા ચાલતા હતા. દોડતા ન હતા, અને લગભગ પાંચ માઇલ દૂર આવેલી ટેકરી જ્યાં અમારા માનવા પ્રમાણે શત્રુઓ રહેતા હતા તે તરફ તેઓ જતા હતા.

આ પગથીથી દસેકવાર દૂર અમને એક પાંદડું જણાયું. માઇલો સુધી ઝાડ ન હતાં. પણ અમને ખબર હતી કે પંદરેક માઇલ દૂરના ગામડામાં આવાં પાંદડાંવાળાં ઝાડ ઉગતાં હતાં. પગલાં આ ગામડા તરફથી આવતાં હતાં તેથી અમને જણાયું કે આ બાઇઓ આ પાંદડાં લઇને આ ગામથી ટેકરી તરફ જતાં હતાં.

પાંદડું ઉચકતા જણાયું કે તે ભીનું હતું અને તેના ઉપર દેશી દારૂની વાસ આવતી હતી. ટુંકાં ડગલાંથી જણાયું કે બૈરાંને માથે ભાર હતો. આ ઉપરથી અમે અનુમાન કર્યું કે આ બૈરીઓ માથા ઉપર દેશી દારૂનાં વાસણ લઈ જતી હતી અને વાસણનાં મ્હોં પાંદડાંનાં લુમખાંથી ઢાંકેલાં હતાં. અને આ પાંદડું પડી ગયું હશે. પણ પાંદડું દસ વાર દૂર રસ્તાની બાજુમાં હતું તેથી અમને લાગ્યું કે પાંદડું પડયું હશે ત્યારે પવન વાતો હશે. અમે ઉભા હતા ત્યારે એટલે સાત વાગે પવન ન હતો પણ પાંચ વાગે પવન વાતો હતો.

આ સઘળી નિશાનીઓ ઉપરથી અમે અનુમાન કર્યું કે થોડાંક બૈરાં તથા છોકરા ૧૫ માઇલ આવેલા ગામડામાંથી રાતને વખતે દારૂ લઇને ટેકરીપર ગયાં અને શત્રુઓને છ વાગ્યા પછી તેમણે દારૂ પહોંચતો કર્યો.

થોડા કલાક પછી દારૂ ખાટો થઇ જાય તેથી દુશ્મનો તુરત દારૂ પીવાનું શરૂ કરે અને તેથી અસાવધ થાય અને બરાબર દેખરેખ રાખી શકે નહિ. તેથી આ સમય તેમનાપર છાપો મારવાનું બહુ અનુકૂળ થાય.

આ સઘળું એક પાંદડાપરથી અમે જાણી શકયા. આ ઉપરથી તેમને જણાશે કે પાંદડું પણ જોવામાં આવે તો કેટલું ઉપયોગી થઇ પડે છે.

## છદ્મ રમતો.

**શિકાર**—એક વીરબાળાને નાસી જઈ સંતાઈ જવા થોડો વખત આપવામાં આવે છે. બીજી વીરબાળાઓ તેને શોધી કહાડવા જાય છે. સંતાઇ જનાર દેખાઇ ન જાય અથવા અમુક બાબતમાં બીજાથી પકડાયા સિવાય નિયત સ્થળે આવી પહોંચે તો તે જીતે છે.

**સંદેશો-દોડીને લઈ જવો.**—અમુક નક્કી કરેલા વખતમાં અમુક સ્થળે અથવા ઘેર સંદેશો પહોંચાડવાનું એક વીરબાળાને કહેવામાં આવે છે. સામા પક્ષની બીરબાળાઓ નિયત વખતમાં આ સંદેશો પહોંચડવામાં ખલેલ કરવામાં રસ્તામાં સંતાઇ રહે છે. અને જુદે જુદે સ્થળે હરકત કરે છે. નિયત સ્થળે પહોંચતાં પહેલાં સંદેશો દેનારી વીરબાળાને બે સ્થળેથી સામા પક્ષની વીરબાળાઓ અડકે તો તે પકડાઇ ગઈ ગણાય.

**દોડવાની રમત**—લાંબામાં લાંબા અંતરે અને થોડામાં થોડા વખતમાં દોડીને અથવા સાઇકલ ઉપર કામ કરવા બે ટુકડીઓ હરિ-

ફ્રાઇ કરે છે. દરેક ટુકડી વારા ફરતી ત્રણ ચીઠ્ઠીઓ અથવા ચિન્હો ( જેવી કે કોઇ છોડની ડાળીઓ ) અડધો માઇલ કે :તેથી વધારે અંતરે લઇ જાય છે. નાયક વીરબાળા પોતાની ટુકડીમાંથી યોગ્ય અંતરે એકેકને ગોઠવે છે અને તેઓ આગળ પાછળ વારા ફરતી દોડે છે. બબ્બેને ગોઠવવામાં આવે તો બન્ને બાજુએ સંદેશાઓ લઇ જઇ શકાય.

**છુપું ચાલવું**—વીરબાળા-શિક્ષક હરણ બને છે. સંતાયા વિના એક જગાએ તે ઉભી રહે છે. અને પોતાની મરજી અનુસાર વખતે વખતે ચાલે છે. વીરબાળાઓ તેમને શોધી કહાડી પોતે દેખાઇ ન જાય તેમ તેમની પાસે જવા પ્રયાસ કરે છે. શિક્ષક જો કોઇને દેખી જાય તો તેને અટકાવી ઉભાં રાખે છે, અને નિષ્ફળ નીવડયાં ગણે છે.

અમુક વખતે વીરબાળા-શિક્ષક રમત બંધ કરે છે. સઘળાં જ્યાં પહોંચ્યાં હોય ત્યાં ઉભાં થઇ જાય છે. જે સૌથી નજીક હોય તે જીતે છે.

વીરબાળાઓ ધીમે ધીમે કુદીને આજ રમત બીજી રીતે રમી શકે છે. જેની પાસે જવાનું હોય તેની આંખે પાટા બાંધવા. સુકી ડાળીઓ અથવા કાંકરા હોય અવી જગ્યા પસંદ કરવામાં આવે તો વધારે સારૂં. ૧૦૦ વારને અંતરેથી વીરબાળા છુપી રીતે કુદીને જાય છે અને જેમ બને તેમ જલદીથી એટલે દોઢ મીનીટમાં પાટો બાંધેલા માણસને તે સાંભળી ન જાય તેમ પકડી લેવો.

## છુપું ચાલવું અને નોંધ કરવી.

શિક્ષક ખુલ્લી જગ્યામાં ઉભા રહે છે અને એક એક અથવા બબ્બે વીરબાળાઓને જુદી જુદી દિશાઓમાં અડધો માઇલ દૂર મોકલી દે છે. રમત શરૂ કરવા તે વાવટો હલાવે છે એટલે સઘળી વીરબાળાઓ સંતાઇ જાય છે અને શિક્ષક શું શું કરે છે તે ધ્યાનમાં રાખી લપાતાં લપાતાં નજીક આવે છે.

જ્યારે વાવટો ફરી હલાવવામાં આવે ત્યારે વીરબાળાઓ ઉભી થઈ નજીક આવે છે અને શિક્ષકે શું શું કર્યું તેનો, હુકમ મુજબ, મોઢે અથવા લેખી રિપોર્ટ કરે છે.

રમત દરમીઆન શિક્ષક દરેક દિશામાં નજર રાખે છે અને કોઇ વીરબાળા દેખાઇ જાય તો તેના ૨ માર્ક કાપી નાખે છે. શિક્ષક પોતે રમત વખતે કાંઇક કાંઇક કર્યે જાય છે જેમ કે—નીચે બેસી જવું, ઘુંટણે પડવું, ચસ્માથી જોવું, રૂમાલથી કાંઇક કરવું, માથાની ટોપી જરા લઈ લેવી, થોડો વખત ગોળ ફરવું, વગેરે કે જેથી વીરબાળાઓને રિપોર્ટ કરવાનું કાંઇક મળી આવે. જે જે બાબતનો ખરો રિપોર્ટ થાય તે તે માટે ત્રણ ત્રણ માર્ક આપવામાં આવે છે. શિક્ષક પ્રથમથી માર્કનું પત્તું તૈયાર રાખે તો વખતનો બચાવ થાય છે. પત્તા ઉપર વીરબાળાનું નામ લખવું—અને પોતાના દરેક કાર્યનું એક એક ખાનું રાખવું. કેટલા માર્ક મળે છે તેનું અને દેખાયા બદલ કેટલા માર્ક કપાય છે તેનું પણ જુદું ખાનું રાખવું.

**રોપાની રમત.** કોઇ પણ છોડનો નમુનો (લીંબડાની ડાળી, ધતુરાનું ફુલ અથવા એવો કોઇ) ગમે તે દિશામાંથી લઇ આવવા વીરબાળાઓને હુકમ મળે છે. પગે ચાલીને તેઓ જાય છે.

રોપાઓ વિષેનું તેમનું જ્ઞાન અને તે ક્યાં જોવામાં આવ્યો છે તે બાબતની યાદશક્તિ તપાસવા શિક્ષક ગમે તે નમુનો પસંદ કરે છે. આથી ઝડપથી જઇ પાછા આવવાની તેમની શક્તિ કેળવાશે.

**પાંદડાને અનુસરવું.** ધારો કે કાંઈ ગુનાહ કરવામાં આવ્યો હોય અને સંતાઇ ગયેલા ગુનેહગારોને શોધવામાં પોલીસને મદદ કરવાની છે. ગુનેહગારોની પાછળ રહી ગયેલી ચીજો પરથી શોધ કરવાની છે. નાસી જનાર ગુનેહગારો જુદી જુદી ૧૨ જાતનાં ઝાડનાં પાંદડાં—જેવાં કે

આંબલી, પીપળ, આંબો વગેરે જે ક્રમમાં રસ્તામાં ઝાડ આવતાં જતાં હોય તે ક્રમમાં મૂકતા જાય છે.

નાસી જનારને ૧૫ મીનીટ આગળ જવા મળે છે. દરમીઆન પાછળ શોધી કહાડનારા પાંદડાંનું અવલોકન કરે છે અને પછી જે ક્રમમાં આ ઝાડ આવતાં હોય તે ક્રમમાં પાછળ પડે છે અને નાસી જનારને શોધી કહાડે છે.

એક દિવસમાં ફતેહ ન મળે તો આ કામ માટે બીજો દિવસ નક્કી કરવામાં આવે છે.

## કેમ્પ વ્યવસ્થા—છાવણીની વ્યવસ્થા.

**દેવતા કેમ સળગાવવો.** બહાર ખુલ્લામાં દેવતા કેવી રીતે સળગાવવો તે જાણવું જોઇએ.

તરૂણ વીરબાળા શરૂઆતમાં મોટા ભડકા કરે છે એ ભૂલ કરે છે, એ યાદ રાખવું. જંગલના માણસો આમ કરતા નથી. તેઓ દેવતા માટે જેમ બને તેમ ઓછું બળતણ વાપરે છે.

પ્રથમ બળતણ એકઠું કરો. લીલું, તાજું કાપેલું બળતણ અથવા લાંબો વખત જમીનપર રહેલું સુકું બળતણ સારૂં ન ગણાય. ઝાડપર સુકાઇ ગયેલી ડાળીઓ કાપી લાવવા રજા માગો.

દેવતા ચેતાવવા ખાસ કરીને જમીન ભીની હોય તો થોડી ડાળીઓ જમીનપર ચત્તી મૂકો. આના ઉપર દિવાસળીથી જલદી સળગે એવો પદાર્થ કાગળ, છોતરાં, ઝાડની અંદરની છાલ, વગેરે કાંઇ મૂકી ઉંબાડીઉં કરો.

આના ઉપર પિરામિડના આકારમાં પાતળી ડાળીઓ, ચીરીઓ સુકા લાકડાના કકડા એક બીજાને અડકાડીને ગોઠવો. આને દેવતા પ્રગટાવ્યો કહેવાય છે. દેવતા વધારવા, પછી મોટા કકડા મૂકવામાં આવે છે.

લાકડાને ચીરીને, ચીરીઓ, કકડા વગેરે મૂકવાથી દેવતા સારી રીતે સળગે છે. આને ઈંધન કહે છે. છોડીયાં જમીન તરફ રાખીને ચીરીઓ ઉભી ગોઠવવામાં આવે તો દેવતા જલદી સળગે અને ભડકો થાય છે.

ઉંબાડીઆની નીચે દિવાસળી સળગાવીને મૂકો. લાકડાં ખરેખરાં ચેતે એટલે બીજાં મોટાં લાકડાં પડખે મૂકો અને છેવટે ઢીમચાં તારાકૃતિમાં પૈડાંના આરાની જેમ ગોઠવો.

રાંધવા માટે તમારે પુષ્કળ અંગારાની જરૂર હોય છે. એટલે અડધો પોણો ઈંચ જાડી ડાળીઓ વાપરવી. રાત્રે સંદેશા મોકલવા સુકાં લાકડાં, ઘાસ અથવા સુકી ડાળીઓ પુષ્કળ પ્રમાણમાં વાપરવાં. સંદેશા મોકલતી વખત ધૂમાડાની જરૂર પડે તો સુકાં ડાળાં ડાંખળીઓ વડે ભડકો કરો અને ઘાસ તથા પાંદડા નાંખી ધૂમાડો કરો.

## છાવણી.

વીરબાળાના કામમાં સૌથી આનંદદાયક જીવન છાવણીમાં મળે છે. ત્યાં કાંતો ખાલી મકાનમાં કે તંબુમાં રહેવાનું બને છે.

લોકો કહે છે કે તંબુમાં જીવન સખત માલુમ પડે છે. પણ આ અભિપ્રાય ઘણે ભાગે તરુણ વીરબાળાઓનો છે. ડાહી વીરબાળાને જીવન સખત જણાતું નથી. નાની નાની હજારો હિકમતથી તે જીવન આનંદદાયક બનાવી શકે છે.

દાખલા તરીકે, જો તંબુઓ તૈયાર ગોઠવાયા ન હોય તો તે ઠંડીમાં બબડીને બેસી ન રહેતાં નાની પર્ણકુટી અથવા છાપરૂં બનાવી લે છે. વરસાદમાં છાપરૂં તણાઇ ન જાય તેવી જગ્યા તે પસંદ કરે છે. પછી તે અગ્નિ ચેતાવે છે અને ડાંખળી કે ઘાસની પથારી બનાવી આરામથી રહે છે.

અલબત આ સઘળું બનાવી શકે તે પહેલાં, દેવતા ચેતાવતાં, રાંધતાં, પથારી બનાવતાં અને એવાં બીજાં કામ વીરબાળા તરીકેની તેની સામાન્ય તાલીમ વખતે તેણે શીખી લેવાં જોઇએ.

છાવણીમાં જે જે વસ્તુઓ જોઇએ તે સઘળી બનાવી લેતાં આવડવું જોઇએ. કારણકે છાવણીની નજીકમાં કોઈ દુકાન હોતી નથી કે ત્યાંથી જોઇતી વસ્તુઓ લાવી શકાય.

**તંબુમાં.** વીરબાળા છાવણીમાં હોય કે બીજે હોય પણ તે હમેશાં નિયમ તરીકે સુઘડ હોય. જો ઘરમાં સુઘડ નહિ હો તો છાવણીમાં સુઘડ નહિ રહી શકો. છાવણીમાં સુઘડ નહિ રહો તો તમે સંપૂર્ણ વીરબાળા થઇ શકશો નહિ.

તંબુમાં, ઓરડામાં કે ગમે ત્યાં વીરબાળાએ સુઘડ રહેવું જોઇએ. કારણકે તેને કોઈ વખત એકાએક ભયસૂચક અવાજથી અથવા અણધારેલા કામપર બહાર જવાનું થાય છે. પોતાની વસ્તુઓ કયાં મૂકેલી છે તેની તેને બરાબર ખબર ન હોય અને તે શોધવામાં વખત ગુમાવે તો તે બહાર જવામાં મોડી પડે છે. ખાસ કરીને મધ્યરાત્રિએ બોલાવવામાં આવે તો વધારે મોડું પડાય છે. તેથી રાત્રે સુતાં પહેલાં કપડાં ઘડી કરીને એવી રીતે મૂકો કે અંધારામાં જરૂર પડતાં તુરત મળી આવે અને પહેરી લેવાય.

**છાવણીની જમીન સાફ રાખવી.** છાવણી પૂરી થયા પછી ટુકડી અથવા સેનાની બાળાઓ ચાલાક હતી કે નહિ તે છાવણીની જમીન પરથી કહી શકાય છે એ ભૂલવું નહિ. કોઇ સારી વીરબાળા જમીનને ગંદી મૂકીને જશે નહિ. તે જમીન સાફ કરી કચરો પૂંજો દાટીને કે બાળીને જશે.

છાવણીની જમીન સાફ કરીને જવાની ટેવ પાડવી એ અગત્યની બાબત છે કારણકે તેથી તમારા ગયા પછી જમીન સાફ કરવાની

મેહેનત ખેડુતોને પડતી નથી અને તેથી તેમની જમીન વાપરવા આપવા તેઓ વધારે ખુશી થાય છે.

લક્કડખોદ. જ્યારે કોઈ ઝાડની નજીક લાકડાની ચીપો માલુમ પડે ત્યારે જણાય છે કે ત્યાં લક્કડખોદ પોતાનો માળો બનાવતો હોય છે. તે ઝાડની છાલ ઉખેડી થડમાં મોટું કાણું પાડે છે. અને સમજે છે કે લાકડાના કકડા નીચે પડેલા રહે તો તેના માળાની બીજાને ખબર પડી જાય. તેથી સઘળા કકડા ચાંચમાં લઈ દૂર ફેંકી આવે છે અને જમીન સાફ રાખે છે જેથી તેના શત્રુઓને ખબર પડતી નથી કે એણે ઝાડના થડમાં કાણું પાડી માળો બનાવ્યો છે.

**સ્નાન.** છાવણીમાં સ્નાનક્રિયા વીરબાળાનો આનંદ અને ફરજ છે. આનંદ એટલા માટે કે તે એક રમત છે અને ફરજ એટલા માટે કે જે વીરબાળાને તરતાં ન આવડે અને જે તરીને બીજાની જીંદગી બચાવી ન શકે તેને પૂરેપૂરી વીરબાળા ગણી ન શકાય.

સ્નાન કરવામાં શરદીની આંકડી થવાની દેહશત રહે છે. પાણીમાં વધુ વખત રહેવામાં આવે તો આંકડી આવે. દસ મીનીટ પાણીમાં રહેવામાં આવે તો પૂરતું ગણાય. પાંચ મીનીટ રહેવામાં આવે તો વધારે સહી સલામત ગણાય.

જમ્યા પછી દોઢ કલાકના સમયમાં એટલે ખોરાક પચ્યો ન હોય તેટલા વખતમાં પાણીમાં જવાનું થાય તો આંકડી થાય. આંકડી આવવાથી સખત દરદ થાય છે, હાથ પંગ હાલી શકતા નથી અને ડુબી જવાય છે.

સ્નાનની ક્રિયા ચાલતી હોય ત્યારે એક અથવા બે સારા તરનારાને જરૂર પડે તો જીંદગી બચાવવા હાજર રાખવા. બીજા સઘળા પાણીની બહાર આવે તે પહેલાં તારાઓએ પાણીમાં પડવું નહિ.

પણ તરવાના પોશાકમાં શરદી ન થાય એટલા માટે ઝબ્બા પહેરીને તેમને ઉભા રાખવા કે જેથી જરૂર પડે તો તેઓ કુદી પડે અને ગમે તે વખતે બીજાને મુશ્કેલીમાંથી બચાવે.

આ પદ્ધતિનો અમલ બાળવીરો અને વીરબાળાઓ છાવણી વખતે બરાબર કરે છે. તેથી ઘણી જીંદગીઓ બચાવાય છે અને છાવણીનો આનંદ ખેદમાં પરિણામ પામતાં અટકે છે.

**પાણી**—તરુણ વીરબાળા જે મળે તે પાણી પીએ છે અને તેથી પહેલેજ દહાડે માંદી પડે છે, અને તેને ઘેર પાછું જવું પડે છે. અનુભવી વીરબાળા સ્વચ્છ પાણી લાવવામાં બહુ કાળજી રાખે છે. પાણી સારૂં છે એવી તેને ખાત્રી ન થાય તો આ પાણીને તે ઉકાળે છે. તેથી પાણીમાં રહેલાં રોગનાં તમામ જંતુઓ નાશ પામે છે. ગમે તેવું સ્વચ્છ પાણી હોય પણ તેમાં રોગનાં નાનાં જંતુઓ હોવાનો સંભવ છે તેથી ઉકાળીને પીવું વધારે સહીસલામત છે.

**સ્વચ્છતા**—રસોડું સાફ રાખવા ખાસ કાળજી રાખો. તેથી તમને છાવણીમાં આરામ અને આરોગ્ય મળશે. આરામ એટલા માટે કે ગંદવાડ અથવા એંઠવાડ નહિ થાય તો માખીઓ તમને હેરાન નહિ કરે. આરોગ્ય એટલા માટે કે માખીઓ નહિ થાય તેથી તેઓ તમારો ખોરાક ઝેરી નહિ બનાવે. તેથી છાવણીનું રસોડું અને આસપાસની જમીન દર સમયે બહુ સ્વચ્છ રાખો. રસોડાની નજીકમાં બે ફુટ ઉંડો ખાડો કરો અને જે કચરો બળી ન શકે તેને આમાં નાખી દરેક રાત્રે આના પર મટોડું નાંખી ખાડો પૂરી દો. લક્કડખોદની જેમ સુઘડ બનો.

**ખાળ-મોરી**—જાજરૂ માટે એક લાંબી ખાઇ બનાવવાનું ભૂલવું નહિ. છાવણી એક રાત્રિજ રાખવાની હોય તો પણ જાજરૂ માટે એક ખાઇ બનાવવી જોઇએ. તે સાંકડી, બે ત્રણ ફીટ ઉંડી અને

એક ફુટ પહોળી જોઇએ. તેની ચારે તરફ કંતાનના અથવા ઝાડની ડાળીઓના પડદા કરી લેવા જોઇએ.

દરેક વખત વપરાશ પછી ખાઇમાં માટી નાંખવી. અને કેમ્પ ખાલી કરતી વખત માટીથી ખાઇ પૂરી દેવી. છાવણીથી દૂર ખાડો ગાડયો હોય તો પણ વપરાશ પછી પૂરી દેવો. બીજાની દૃષ્ટિમાં આ ટેવ સ્વચ્છ ગણાય અને આપણને પણ આરોગ્ય મળે.

આમાં ગફલત કરવામાં આવે તો સ્થળ અનારોગ્ય થાય છે. અને જમીનદારો અને ખેડુતો બીજી વખત જમીન વાપરવા અથવા કાંઈ કામ કરવા આપતા નથી. તેથી સાફ કરીને જવાનું ભૂલવું નહિ.

**સુઘડતાઃ**—છાવણીની સુઘડતા ઘરની સુઘડતાની સૂચક છે. અને તે શેરીની, બાગની અને ઉજાણી વખતની સુઘડતા દર્શાવનારી છે. સાફ કરવાનું કામ જો કે આનંદ આપનારૂં નથી. છતાં આ કામથી વીરબાળાઓની કીર્તિ વધે છે. ગંદી જગ્યા બીજાઓને જોવી કે વાપરવી ગમતી નથી તેથી વીરબાળાઓ તેને સાફ રાખે છે. તેથી જ્યારે બાગમાં કે શેરીમાં ફરવા જાઓ ત્યારે મીઠાઇ કે પૂરીના ડાઘાવાળા કાગળો આમ તેમ ફેંકો નહિ. આમ ફેંકવાથી જમીન અસ્વચ્છ થાય છે, અને સ્વચ્છ કરવાનું કામ બીજાને માથે આવી પડે છે. તેથી નકામા કાગળો કચરા પેટીમાં નાંખો અથવા તેને દાટી દો અથવા બાળી નાખો.

કોયલ એક વિચિત્ર પક્ષી છે. બાજની જેમ તે દેખાઈ આવે છે. ગમે તે પ્રકારે તેનું અસ્તિત્વ જણાઇ આવે છે. પોતાનો અવાજ તે છુટથી વાપરે છે, પણ તે સુસ્ત ભીખારી જેવું હોય છે. માળો બાંધતું નથી અને બીજાના માળામાં ઈંડાં મૂકે છે. જરા લુચ્ચું હોય છે, કારણ કે પોતાનાં બચ્ચાંને ઉછેરવા બીજાને તસ્દી આપે છે. ખરી રીતે તે હરામખોર છે, બીજાનું અનુકરણ કરે છે, થોડો વખત બડાઇ મારે છે પણ જાતે કાંઇ કરતું નથી.

કોઇ કોઇ વાર ખોટી શોભાની વીરબાળાઓ થાય છે, તેઓ ખરી વીરબાળાઓનો પોશાક પહેરે છે, ચાંદ ધારણ કરે છે. જરા ડોળ ડમાક કરે છે પણ વીરબાળાનો ભાવ ગ્રહણ કરતી નથી અને તેથી તેમને કોયલનું નામ આપવું પડે છે.

## વીરબાળાનો આનંદ.

આ બધું વાંચ્યા પછી એમ તો જરૂર ન જ માનવું કે " વીરબવા માટે આ સઘળું શીખવાની જરૂર નથી. " વીરબાળાની રમતોના આનંદ પાછળ કાંઇક ગંભીર તત્ત્વ રહેલું છે. તેટલા માટે નિરાશ થવાની જરૂર નથી. તમારા માનવા કરતાં આમાં હેતુ તદન જુદોજ છે. વીરબાળાની રમતો અને કાર્યો બીજી રમતો અનેકાર્યોની માફકજ આનંદપ્રદ અને ઉત્તેજક છે; પરિણામે બીજા કરતાં વધારે આનંદ આપે છે. શાથી ? વિચાર કરો કે હોકી, ટેનીસ, અથવા સાધારણ હોપ સ્કોચ રમવાથી આનંદ આવે છે પણ તેમાં કોઇક વસ્તુ રહી જાય છે. આ રમતોથી બીજાને શો ફાયદો થયો ? એમ કહીએ તો ચાલે કે આ રમતો રમવાથી વખત ફોગટનો ગયો. મૃત્યુ વખતે સૌથી વધારે દુઃખ એ થાય છે કે આપણો કિમતી વખત આવી નકામી બાબતમાં વ્યર્થ ચાલ્યો ગયો.

## ટુકડીનું ધ્યેય. મમત્વ.

જો તમે વીરબાળા હો—મને આશા છે કે તમે થશોજ, તો આખા સૈન્યમાં તમારી ટુકડી સૌથી સારી બનાવજો અને તમારી ટુકડીમાં તમે સૌથી સારાં થજો. ચાલાક. લાયક અને સુખી બનજો. ( તમે આનંદી અને હસમુખાં નહિ હો તો મારે મન તમારી કિમત કાંઇ નહિ અંકાય. )

**પહેલા વર્ગની વીરબાળાની લાયકાત**—તેનામાં બીજા વર્ગની લાયકાત તથા પોતાના મંડળમાં સારી લાગવગ હોવી જોઇએ.

વીરબાળાની હીલચાલના ઉદ્દેશો, અને તેના વિકાસનું ટુંકમાં વર્ણન કરો. ( પરિશિષ્ટ જુઓ. )

માનસિક કામ; નીચેની પાંચ બાબતોમાંથી કોઇ ત્રણ બાબતો અનુમાનથી કહેવી. ઉંચાઇ, વજન, અંતર, સંખ્યા અને વખત. ત્રણમાંની બે બાબતો વિશેનું અનુમાન કરવામાં દરેકમાં ૨૫ ટકા જેટલી કસર ચલાવી લેવામાં આવશે. સૂર્ય અને ધ્રુવના તારા ઉપરથી હોકાયંત્રના સોળ ખુણા શોધી કાઢવા. ( પરિશિષ્ટ જુઓ. ) સેવીંગ્સ બેંકમાં એક રૂપીઓ મુકવો. ટેન્ડરફુટની ( તરુણ બાળાની ) લાયકાત માટે એક જણને તાલીમ આપવી.

સાદા હુન્નર ઉદ્યોગ. રસોઇકામ, સીવણ કામ, અને બાળ ઉછેરના કામ માટેના પદકો ધરાવવા જોઇએ. ( આ લાયકાતના સવિસ્તર નિયમો માટે "હિન્દુસ્તાન માટે સને ૧૯૨૮ ના રૂલ્સ પોલીસી અને ઓરગેનીઝેશન" નામનું પુસ્તક જુઓ. )

આરોગ્યઃ અર્ધા કલાકમાં બે માઇલ ચાલવું. (જો જરૂર જણાય તો બાળવીરની ચાલથી ) "બાળવીરની ચાલ" માં દર વીસ કદમે વારાફરતી ચાલવાનું અને દોડવાનું હોય છે. મેદાનોમાં ૧૫ મિનિટમાં એક માઇલ ચાલવું. એક ટેન્ડરફુટને "આરોગ્યના નિયમો" (પરિશિષ્ટ જુઓ) શિખવવાની શક્તિ ધરાવવી જોઇએ. અને તેને ૫૦ વાર તરતાં આવડવું જોઇએ.

સેવાઃ अ. એમ્બ્યુલન્સ અથવા માંદાની સારવારનું પદક ધારણ કરવું અને તે બૅજ યાને પદક દર બીજે વરસે તાજો કરવો. ( વિગત માટે "રૂલ્સ પોલીસી અને ઓરગેનીઝેશન ફોર ઇન્ડીયા ૧૯૨૮" નામનું પુસ્તક જુઓ)

ब. વીરબાળાના મુખ્ય મથકથી અથવા પોતાના ઘરથી અર્ધા માઇલની ત્રિજ્યાના વર્તુલ સુધીના પ્રદેશનું ખાસ જ્ઞાન ધરાવવું

જોઇએ. (ગ્રામ્ય વીરબાળા માટે અર્ધાને બદલે એક માઇલ) અને તે પ્રદેશમાં આવેલું પાસેમાં પાસેનું દવાખાનું કે આગનું મથક કે એમ્બ્યુલન્સ, ટેલીફોન, પોલિસ થાણું, રેલ્વે સ્ટેશન, તાર ઑફિસ, ટપાલ ઑફિસ વગેરે તરફ અજાણ્યા માણસને મોકલી આપવાની શક્તિ ધરાવવી જોઇએ.

અમુક જગાએથી બીજી જગાએ જવા અજાણ્યો માણસ પોતાનો રસ્તો શોધી શકે એવો સાદી રૂપરેખાવાળો નકશો પરીક્ષા વખતે દોરતાં આવડવું જોઇએ, અથવા હિન્દી વીરબાળાને બે માસ સુધીના હિસાબનો ચોપડો રાખતાં, અથવા એક અડવાડીઆનું ઘરના રસોડાની જરૂરી સામગ્રીનું તથા વાનીનું ટીપ્પણ રાખતાં આવડવું જોઇએ. એ ટીપ્પણમાં માણસોની સંખ્યા, જરૂરી વસ્તુઓનાં તોલ માપ ને ખરચ અને ખાદ્ય ચીજોના પૌષ્ટિક ગુણ જણાવવા જોઇએ. બે દેશી અને બે અંગ્રેજી રમતો રમાડતાં આવડવું જોઇએ.

**क.** પહેલા વર્ગની નહિ એવી બીજી બે વીરબાળાઓને અર્ધો દિવસ અથવા ચાર કલાક માટે બની શકે ત્યાં સુધી અજાણ્યા પ્રદેશમાં આપેલા નકશા ઉપરથી પર્યટન કરવા લઇ જવી. પરીક્ષક કાંતો તેમની સાથે હશે અગર તેમને અમુક સ્થળે મળશે. અને તે તેમનો એકંદર દેખાવ (પોશાકની સુઘડતા વગેરે) હોંશિયારી, વ્યવસ્થા, પારકી મિલ્કતની દરકાર, સમેટવાની ક્રિયા, આનંદ, ખોરાકનો પ્રકાર અને રાંધવાની રીત વગેરે તપાસશે.

**ड.** હેબક. ("શૉક") કૃત્રિમ શ્વાસોચ્છ્વાસની ક્રિયા, અકસ્માતથી થયેલી બેભાન અવસ્થા, આંચકી, મૂર્છા અને સર્પદંશની બાબતમાં યોગ્ય ઉપાય લેતાં આવડવું જોઇએ.

લીલો ૧ લો વર્ગ. (ગ્રીન ફર્સ્ટ ક્લાસ)

પહેલા વર્ગના નીચલા દરજ્જાની બાબતઃ આની લાયકાત તરવાની બાબત સિવાય ઉપર પ્રમાણે છે. દાક્તરના પ્રમાણપત્રના

આધારવાળા આરોગ્યના કારણે અથવા તરવાની સવડના અભાવે જે તરી શકે તેમ ન હોય તેમને માટે આ અપવાદ છે. તરવાની સવડના અભાવ માટે પ્રથમ વર્ગના સ્થાનિક પરીક્ષકની ભલામણ સાથે યોગ્ય અધિકારીઓ મારફત પ્રાંતિક કમિશનરની પરવાનગી મેળવવી પડશે.

## ઉંચાઇ, વજન, અંતર વગેરે શોધી કહાડવાં.

દરેક વીરબાળાને એક ઇંચિથી એક માઇલ કે તેથી વધારે અંતર શોધતાં આવડવું જોઇએ. પ્રથમ તેમણે પોતાની વેંત, અંગુઠાની પહોંળાઈ, કાંડાથી કોણી સુધીની લંબાઇ, વામની લંબાઇ અને પગલાં અને કદમની લંબાઇ યાદ રાખવી જોઇએ. આટલું જ્ઞાન બીજી વસ્તુઓનું માપ કહાડવામાં બહુ ઉપયોગી થશે. પોતાની જગાએથી દૂરની ચીજોનું અંતર શોધવાનું મહાવરાથી આવડે છે. તમે કેટલો વખત કઇ ઝડપથી મુસાફરી કરી છે તે જાણવાથી મુસાફરીના અંતરનો અડસટ્ટો કહાડી શકાય છે. ધારો કે તમે કલાકે ચાર માઇલની ઝડપથી ચાલ્યાં હો તો દોઢ કલાકમાં આશરે છ માઇલ ચાલ્યાં સમજવું.

વળી અવાજ ઉપરથી અંતર શોધી શકાય છે. ધારો કે તમે દૂર એક બંદુક ફૂટતાં જોઇ. હવે તે બંદુકના ફૂટવાથી થએલા ભડકાનું દર્શન અને તેનો અવાજ કાને અથડાવાની વચ્ચે વીતેલી સેંકડોની ગણત્રીથી તમે તે બંદુકથી કેટલાં દૂર છો તે કહી શકશો. અવાજ એક સેંકડમાં ૩૬૫ વાર એટલે એક વરસના જેટલા દિવસ તેટલા વાર ગતિ કરે છે. વીરબાળાને થોડા ઇંચિથી માંડીને ૩૦૦૦ ફૂટ કે તેથી વધારેની ઉંચાઇનો અડસટ્ટો કહાડતાં આવડવું જોઇએ.

**નદીની પહોળાઈ માપવાની રીતઃ** નદીના એક કિનારા ઉપર કોઇ જગાએ ઉભા રહી સામા કિનારે એક ઝાડ અથવા એવી કોઇ ચીજ જુઓ. પછી ઉભાં હો ત્યાંથી થોડાં પગલાં (ધારો કે ૯૦ વાર)

ક્રાટખુણે આગળ ચાલો; અને ૬૦ વાર પહોચ્યા પછી એક લાકડી અગર પત્થર ખોસો; અથવા ત્યાંથી આગળ બીજા ૩૦ વાર ચાલી C જગાએ પહોંચી ત્યાંથી કાટખુણે ફરો અને જમીન તરફ પગલાં ભરો.




નદીના સામે કિનારે જોયેલી વસ્તુ તથા આ કિનારે ખોસેલી વસ્તુ બરાબર સીધી લીટીમાં દેખાય એટલે ઉભાં રહો.

જેટલાં પગલાં તમે ભર્યા હોય તેનો અડધ ભાગ તે નદીની પહોળાઈ સમજવી.

**ઉંચાઇ માપવાની રીત**—ઝાડ કે એવી કોઇ ચીજની ઉંચાઇ માપવી હોય તો તે ચીજથી (A થી B) આઠ વાર ચાલી ત્યાં આગળ ૭ ફુટ ઉંચી લાકડી ખોસવી, પછી થોડાં પગલાં ચાલી ઉંધા લાંબા સૂઇ જઇ તે ઝાડની ટોચ અને તે લાકડીની ટોચ બન્ને એક હારમાં દેખાય તેમ જોવું. તેમ ન દેખાય તો આઘા પાછા જવું. દેખાય ત્યારે અટકવું. આંખ છેક જમીન સરસી રાખવી. પછીથી નીચેની ત્રિરાશિ માંડવી.



લાકડીથી અંતર: ચીજથી અંતર: લાકડીની ઉંચાઇ: ચીજની ઉંચાઇ.

જો તમે ચીજથી ૩૩ ફીટ દુર ચાલ્યાં હો અને લાકડીથી ૯ ફીટ દૂર હો તો ચીજની ઉંચાઇ ૨૨ ફીટ હશે.

નીચેના સંજોગોમાં અંતરનું માપ ખરૂં હોય તે કરતાં ઘણું વધારે લાગે છે.

૧ જ્યારે કોઇ ખીણ ઉપર અથવા ઉંચી નીચી કે તૂટી ગએલી જમીન ઉપર જોતાં હોઇએ ત્યારે. ૨ લાંબી શેરી કે એવી જગાએ ઉભા રહી જોવાથી ૩ ધુમસ પડતું હોય ત્યારે વસ્તુ સ્પષ્ટ ન દેખાવાથી ૪ બેસીને, ઘુંટણીએ પડીને કે સૂતાં સૂતાં જોવાથી ૫ જ્યારે વસ્તુ પાછલા ભાગમાં પડતી હોય અથવા છાયા તળે હોય ત્યારે.

નીચેના સંજોગોમાં અંતર ખરેખરૂં હોય તે કરતાં ઓછું લાગે છે.

૧ જળાશય કે પોલાણવાળી જગ્યા ઉપર નીચે કે ઉંચે જોવાથી ૨ બરફમાં કે ઘણી સપાટ જમીન ઉપર જોવાથી ૩. ઘણી નજીકની વસ્તુ કરતાં માપવાની વસ્તુ ઘણી મોટી હોય ત્યારે. ૪ સ્વચ્છ હવામાં.

અંતર માપવાની બીજી રીત નીચે પ્રમાણે છે.

૫૦ વારના અંતરે માણસનાં મ્હોં અને આંખો સ્પષ્ટ દેખાય છે.

૧૦૦ વારના અંતરે આંખો ટપકાંની માફક દેખાય છે.

૨૦૦ વારના અંતરે બોરીઆં અને બીજો કોઇ ચળકતો દાગીનો દેખાય છે.

૩૦૦ વારના અંતરે ચહેરો દેખી શકાય છે.

૪૦૦ વારના અંતરે પગ હાલતા ચાલતા દેખી શકાય છે.

૫૦૦ વારના અંતરે કપડાંના રંગો દેખી શકાય છે અને રાતો રંગ તો વધારે દૂરથી પણ દેખી શકાય છે. રાત્રે દેખી શકાય એવી

વસ્તુઓ દિવસના કરતાં વધારે પાસે દેખાય છે. જ્યારે ઘણાં લાંબાં અંતરો માપવાં હોય ત્યારે અંતરના બે સરખા અર્ધા ભાગ કરી પાસેનો અર્ધો ભાગ માપી તે માપને બમણું કરવાથી માપવાનું કામ સહેલું બને છે.

ઘણાં વીરબાળા મંડળો નીચેની રીત પ્રમાણે અંતરો માપતાં શીખે છે. મંડળની દરેક વીરબાળા માપવાના અંતરને જુએ છે, અને જે અંતરનું તે અનુમાન કાઢે છે તે અંતર તેની નાયિકાને બીજી ન જાણે તેવી રીતે જણાવે છે. નાયિકા દરેકનાં જુદાં જુદાં અનુમાનો નોંધી લે છે અને છેવટે તેનો ટુકડીવાર સરવાળો કરી ટુકડીની સંખ્યાથી તેમને ભાગે છે. જે ટુકડી આશરા પડતું વધારેમાં વધારે ખરૂં માપ શોધી કાઢે છે તેની જીત ગણાય છે. આની આ રમત તોલ, સંખ્યા અને ઉંચાઇ માપીને પણ રમી શકાય છે.

આશરા પડતું તોલ કાઢવાની રીત. ખાંડનાં પડીકાંએ એક દોરી બાંધો અને અંગુઠાની પાસેની આંગળીએ દોરીનો બીજો છેડો ભરવો. કોઇક નખ આગળથી વધારેમાં વધારે ત્રણ શેર ઉચકી શકે છે. જો તે દોરીને નખના મૂળ આગળ લગાડવામાં આવે તો વધારેમાં વધારે ચાર શેર વજન ઉચકી શકાય છે. જો તે દોરીને પહેલા વેઢા આગળ ભરવામાં આવે તો સાત શેર વજન ઉંચકી શકે છે. જુદા જુદા માણસો પોતાની શક્તિ પ્રમાણે જુદાં જુદાં વજન ઉંચકી શકે છે પણ તમે આ રીતે તમારી પોતાની શક્તિનું માપ કાઢી શકો છો. અને તે જાણવાથી ભવિષ્યમાં તોલનો આશરો કાઢી શકશો. એક સારા રૂપીઆનું વજન તોલો થાય છે અને એક આનીનું વજન પા તોલો થાય છે.

**સેવિંગ્સ બેંકમાં એક રૂપીઓ મુકવો.** પહેલા વર્ગની વીરબાળા થવા માટે ઓછામાં ઓછો એક રૂપીઓ તમારે સેવિંગ્સ

બેંકમાં મૂકવો જોઇએ. ખાતું ખોલવા માટે તમારે પોસ્ટ ઓફિસને અરજી કરવી. પોસ્ટ માસ્તર તમારા પૈસા રાખશે. જ્યારે જ્યારે તમારી પાસે વધારે રકમ થાય ત્યારે ત્યારે તમારે એ ખાતામાં તે ઉમેરવી જોઇએ. તે રકમનું વ્યાજ પોસ્ટ માસ્તર તમને આપશે. તમારે આ વ્યાજમાંથી મીઠાઇ ખરીદી ખાવાની મૂર્ખાઇ કરવી નહિ. પરંતુ વીરબાળા તરીકે તમારે તે રકમ ખાતામાં જમા કરાવવી અને તમારાં નાણામાં વધારો કરવો.

**એક તરુણબાળાને તાલીમ આપવા બાબતઃ**—તમે ટેન્ડર ફુટની તરુણબાળાની તાલીમ લેતી વખતે શું શું કરવું જોઇએ તે જાણો છો. હવે એક બીજી બાળાને વીરબાળાની તાલીમ આપી તમારે એક ભલું કામ કરવું જોઇએ. માયાળુપણાથી અને જાતનો દાખલો બેસાડી તે કામ કરવાનું છે. તમારી શિષ્યા શરમાળ, ધીમી અને ઠોઠ હોય તો પણ તમારે હસતા વદનથી કામ કરવું જોઇએ. તેની સાથે હમેશાં ખુશ મિજાજ રાખવો અને એકી વખતે બધું શીખવી દેવાનો પ્રયત્ન ન કરવો. જે કરવાનું હોય તે તેને શાંતિથી બતાવવું. પછી એક બાબતની શરૂઆત કરવી. પહેલાં તે તેને કરી બતાવવું, પછી તેની સાથે તે કરવું અને છેવટે તેને તેની જાતે તે કરવા દેવું. પહેલાં તે ભલે ભૂલો કરે પણ પછીથી તમારે તેની ભૂલો સુધારવી. થોડી વારમાં તે બધું શીખી જશે. તમારે તેના ઉપર ખૂબ અસર કરે એવું વર્તન રાખવું જોઇએ. જો તમે અધીરાં અને આકળાં થશો તો તમારી શિષ્યા પણ તેવીજ થશે. જો તમે હસશો અને પાઠમાં આનંદ લેશો તો તે પણ તેમજ કરશે. એથી ઉલટું કરશો તો તમારી મુશીબતો વધશે.

**સીવણ કામ.** અંગ્રેજીમાં કહેવત છે કેઃ–"ફાટેલા કપડાને આજે એક બખીઓ ન મારીએ તો આવતી કાલે બીજા નવ મારવા પડે," ખરૂં જોતાં નવ નહિ પણ તેથી ઘણા વધારે બખીઆની જરૂર પડે, અને વળી વખત નકામો જાય અને કપડું ખરાબ દેખાય તે તો જુદું.

દરજીઓ ઘણી સફાઇથી કામ કરી શકે છે. તેઓ તમને કદાચ કહે કે અમે તો કપડાંને કંઇએ દોરા ભરતા નથી. તમે શીવણમાં દરજી જેવાં પ્રવીણ ન હો તો તમારે તો કપડું સીવતાં પહેલાં તેનું માપ લઇ તેને દોરા ભરવા કે ટાંકણી લગાડવી. એમ નહિ કરો તો તમે કદીએ સીધું અને બરાબર એક સરખું સીવી શકશો નહિ.

તમને માલુમ હશે કે દોરો ફીરકીમાં ઘણીવાર ભરાઈ જાય છે અને હાથ લાગતો નથી. આનો સહેલો ઉપાય એ છે કે દોરાને સોયમાં પરોવ્યા પછી તેને ફીરકીમાંથી તોડવો અને તરતજ તેને છેડે ગાંઠ વાળી દેવી.

સાધારણ રીતે એક પૈસાનો વ્યાસ એક ઇંચનો હોય છે. અને તમારા હાથને તમારી બાજુ ઉપર સીધો લંબાવો તો તમારા નાક અને હાથના અંગુઠા વચ્ચેનું અંતર એક વાર થાય છે.

સીવણકામ આપણા બધા માટે ઘણુંજ સારૂં છે. એથી મન સ્વસ્થ અને શાંત થાય છે.

કેટલીકવાર કપડાંને દેવતા લાગવાથી કાણું પડે છે. આમ થાય તો તેને દુરસ્ત કરવાનો અને ઉપયોગમાં લેવા લાયક બનાવવાનો એક સરસ રસ્તો છે. તેના ઉપર એક લુગડાનો કકડો મૂકી તેને તુણી લેવું. બની શકે તો બળેલા કપડાની જાતનુંજ કાપડ લેવું. તેથી રંગ જુદો પડશે નહિ અને ચાલવામાં પણ સરખું ટકશે. તમારા કાપડની કિનારમાંથીજ તમને થીગડું મળી રહેશે અગર તો કપડું સીવડાવતી વખતે વધેલા ટુકડામાંથી પણ તે મળી રહે. બાકાથી ત્રણ ચાર તસુ મોટું કપડું લેવું અને ચારે બાજુએ તેને ધસી નાખવું. કાતરથી કાણાને કાતરી ચોરસ બનાવવું, પછી કપડાની અવળી બાજુએ થીગડું મૂકી તરતજ તેને કપડા સાથે દોરા મારવા અને દરેક તારને થીગડા સાથે બરાબર તુણી લેવો જો થીગડાના છેડા ટુંકા હોય તો

જ્યાં તુણવાનું હોય ત્યાં ટાંકા પેઠે સોય ખોસી રાખી ત્યાં ઉનથી તુણી લેવું. જો ઉન ન હોય તો થીંગડાના તારોનો ઉપયોગ કરવો. કેટલીક વાર નિર્જન પ્રદેશમાં કે ગામડામાં તમને યોગ્ય થીગડું ન મળી શકે તો થોડી અંદરની પટી બહાર લાવી તેને જોડી ટાંકા દઇ દેવા.

**તરવું**:—દરેક પહેલા વર્ગની વીરબાળાને તરતાં આવડવું જોઇએ. આ કામ માત્ર પોતાના આનંદની ખાતરજ શીખવાનું છે એમ નહિ, પણ જ્યારે આપણે ડૂબતા હોઇએ ત્યારે આપણને બચાવવાના કામમાં, બીજા લોકોને પોતાની જીંદગી જોખમમાં ન નાખવી પડે તેટલા માટે પણ આ કામ શીખી લેવું જોઇએ. બ્રીટિશ બાલિકાઓ તરતાં શીખવામાં ઘણી પછાત હોય છે, જ્યારે નોર્વે અને સ્વીડનમાં તો લગભગ દરેક બાલિકા તરી શકે છે.

જ્યારે અમુક વ્યક્તિને દાક્તર તરવાની મના કરે અથવા તેને તે કામ શિખવાનાં સાધન ન હોય ત્યારે તેણે લીલા પ્રથમ વર્ગ વર્ગ માટે લાયકાત મેળવવી જોઇએ. તરવાનું કામ અઘરૂં નથી; માત્ર કુતરાની માફક જાણે કે પાણીમાં હાથે પગે ભાંખોડીએ ચાલતાં હોઇએ તેવી રીતે તરતાં શીખવાનો પ્રયત્ન કરવો જોઇએ. તારાઓની માફક છાતીથી જોર કરીને એકદમ તરતાં શીખવાનો પ્રયત્ન કરવો નહિ, કારણ કે એથી તો તમારૂં મોં ઘડીએ ઘડીએ પાણીમાં ડૂબી જશે. જ્યારે કુતરાની માફક પાણીમાં તરતાં શીખો ત્યારે તમારી બેનપણીને તેના હાથ કે લાકડી વડે તમારા પેટ નીચે ટેકો આપવા પાસે રાખજો. જ્યારે તમે ઉંડા પાણીમાં જાઓ ત્યારે તમે ડૂબી ન જાઓ એટલા માટે નીચેની બાબતો ધ્યાનમાં રાખવી.

૧. તમારૂં માથું બરાબર પાછળ રાખી તમારા મોંને ઉંચું રાખવું. ૨. ઉંડો શ્વાસ લઇ તમારાં ફેફસાંને પવનથી ભરવાં અને

જેમ બને તેમ ઓછો શ્વાસ બહાર કાઢવો. ૩. તમારા હાથને પાણીમાં રાખવા.

આમ કરતાં તમારે બૂમો પાડવી નહિ કારણ કે તેથી ફેફસાંની હવા બહાર નીકળી જશે. વળી બીજાને મદદ માટે બોલાવવા સારૂ તમારે હાથ વડે નિશાનીઓ પણ કરવી નહિ. એમ કરવાથી ડૂબી જશો. સારાંશ કે સ્વસ્થ ચિત્તે ઉપરની સુચનાઓનો અમલ કરવા તમારે પ્રયત્ન કરવો.

## તાત્કાલિક મદદ.

જો તમે વીરબાળા ન હો તો જ્યારે મહોલ્લામાં કોઈ અકસ્માત, ચીરાઈ ગએલા પ્રાણીના અવયવો, લોહી, ભાગેલાં હાડકાં, કોઇની વેદનાની બૂમો અથવા કોઇ મરતા પ્રાણીનું રૂદન તમે જુઓ કે સાંભળો ત્યારે તમે શિથિલ થઇ જાઓ છો અને તમને ત્રાસ છૂટે છે અને ત્યાંથી નાંસી જવાનું મન થાય છે. પણ આ તો બાયલાપણું કહેવાય. વીરબાળા તરીકે તમારે ધીમેથી એવે ઠેકાણે જઇ દુઃખીઆરાને મદદ કરવી જોઇએ. ખરેખર એક કે બે વાર પ્રયત્ન કરવાથી તમે તમારૂં કામ સમજી શકશો અને શું કરવું જોઇએ તેનું તમને જ્ઞાન હોવાથી તમે સ્વસ્થ ચિત્તે ઘણી ઉપયોગી મદદ કરી શકશો.

કોઇ અકસ્માત વખતે ઈજા પામેલા માણસની પાસે એકલાં તમેજ હો ત્યારે જો તે માણસ બેભાન થઇ ગયો હોય તો તેનું માથું જરા ઉંચું રહે તેવી રીતે તમારે તેને ચતો સુવાડવો અને તે ગુંગળાઇ ન જાય તેટલા માટે તેને એક બાજુ ઉપર સુવાડવો. આથી ઉલટી કે પાણી તેના મોંની બહાર નીકળી જઇ શકશે. તેના ગળા કે છાતી ઉપરનાં કપડાં ઢીલાં કરી નાંખવાં. તે માણસ બેભાન અવસ્થામાં માલુમ પડયો હોય તો " નિશાની " માટે સંભાળ પૂર્વક તેની આંસ-

પાસની જગા તપાસવી અને તેની સ્થિતિ વગેરેની નોંધ કરી લેવી. એથી કોઇએ તેના ઉપર હુમલો કર્યો હોય તો તે જણાઇ આવશે. ( એક બાલિકાને દરદી અને બીજીને તેની મદદગાર બનાવવી. દરદીની આસપાસ નિશાનીઓ કરવી. આ રીતે શીખવાનો મહાવરો કરવો. )

જો તમે તમારી ટુકડી સાથે બહાર ગયાં હો અને અકસ્માત બને અથવા ઇજા પામેલો માણસ મળી આવે તો તમારે પેટ્રોલ નાયિકા તરીકે એક વીરબાળાને દાક્તરને બોલાવવા મોકલવી અને બીજી વીરબાળાને પોતાની પાસે રાખી દરદીની સારવાર કરવી. ઉપ-નાયિકાએ બીજી વીરબાળાઓને ડોળી બનાવવાના કામમાં અથવા માણસોના ટોળાને પોતાના દંડ કે હાથ વડે વાડ બનાવી ઉપર ઉપર પડતાં અટકાવવાના કામમાં રોકવી.

પહેલાં દરદીને તદ્દન શાંત રાખવાનો પ્રયત્ન કરવો. જો તેને ખસેડયા વગર ચાલતું હોય તો ખસેડવો નહિ અને તેને જરા ભાન આવે ત્યાં સુધી કાંઇ પણ પૂછવું નહિ.

**ભાગેલા અવયવો:** અવયવ ભાગી ગયો છે કે નહિ તે જાણ-વાની રીત:

જે જગાએ હાડકું ભાગ્યું હોય તેની આસપાસ ઘણા ભાગે સોજો અને પીડા હોય છે. કેટલીક વાર અવયવ અયોગ્ય સ્થિતિમાં વળી ગએલો હોય છે અને તેથી દરદીથી તેનો ઉપયોગ થઈ શકતો નથી. ભાગેલા અવયવને બીલકુલ હલાવવો કે ખસેડવો નહિ પણ સીધો કરવો અને તે સીધો અને અક્કડ રહે એટલા માટે તેને કોઈ સીધી અક્કડ વસ્તુ સાથે બાંધવો કે જેથી દરદીને દવાખાનામાં કે ઘેર લઇ જતી વખતે તે અવયવ સીધો અને અક્કડ રહી શકે.

**પાટીયાં:** ઇજા પામેલા અવયવની સાથે બાંધવાની અક્કડ વસ્તુને સ્પ્લિન્ટ કે પાટીઉં કહે છે. પાટીઆ તરીકે લાકડાની ચીપ, વીર-

બાળાની લાકડી કે મજબુત ગોળ વાળેલો કાગળ વગેરેને ઉપયોગમાં લઇ શકાય છે. ભાગેલા અવયવની ઉપર નીચે પહોંચી શકે એટલી લાંબી સ્પ્લિન્ટ હોવી જોઇએ. બની શકે તો ભાગેલા અવયવની દરેક બાજુએ એકેકી સ્પ્લિન્ટ લગાડવી અને એ સ્પ્લિન્ટોને એક છેડાથી બીજા છેડા સુધી રૂમાલ કે લુગડાના કકડા વડે મજબુત બાંધી દેવી. પરંતુ લોહી ફરતું અટકી જાય અથવા સોજો ચઢી જાય, એટલી સખત રીતે બંધ બાંધવો ન જોઇએ.

**પાટો:** ભાગેલા અવયવ ઉપર બાંધવા માટે એક સારો ત્રણ ખુણાવાળો પાટો તમારે રાખવો જોઇએ. તેની બે બાજુઓ આશરે ૪૦ તસુ લાંબી હોવી જોઇએ. ભાગેલા હાથ કે ગળાના ભાગેલા કાંઠલા માટે ઝોળી બનાવવા સારૂ દરદીની ગરદન સાથે તે પાટાના બે છેડાને રીફ ગ્રંથીથી બાંધવા, અને પાટાનું શિરોબિંદુ નુકશાનવાળા હાથ આગળ રાખવું. આવી ઝોળીમાં હાથને ટેકવવો અને તે શિરોબિંદુ હાથના પાછલા ભાગની આસપાસ રાખી કોણી ઝોળીમાં રહે તેવી રીતે ટાંકણી લગાડવી.

**હિસ્ટિરીઆનો રોગ:** પોચા હૈયાના માણસોને અને ખાસ કરીને સ્ત્રીઓને ચિઢાઈ જવાથી આ રોગ લાગુ પડે છે. જ્યારે હિસ્ટિરીઆ આવે છે ત્યારે દરદી રડે છે, અથવા હસે છે કે બૂમો પાડે છે. તેનો શ્રેષ્ઠ ઇલાજ એ છે કે દરદીને એકલો પૂરી દેવો. અને જ્યાં સુધી તેની તાણ વળી ન જાય ત્યાં સુધી તેને ત્યાં રાખી મૂકવો. તેને શાંત કરવાના ઇલાજો કરવા જતાં તાણનું જોર વધી પડે છે.

**મૂર્છા:** માથામાં લોહી ઘટી જવાથી માણસને મૂર્છા આવે છે. જે માણસને મૂર્છા આવી હોય તેને નીચે બેસાડવું ને તેનું માથું તેના બે પગો વચ્ચે ઘાલવું. જ્ઞાનતંતુઓ ઉપર દબાણ થવાથી (જેમકે આંખના ગોખલાના ઉપલા ભાગમાં) અથવા છીંકણીની ચપટી સુંઘા-

ડવાથી તે સચેત થાય છે. જો ચહેરા ઉપર ઘણું લોહી ચઢી ગયું હોય તો તેનું માથું ઉંચું કરવું. લુખ લાગવાથી કે મગજ ઉપર લોહી ચઢી જવાથી આમ થાય છે.

**દાંતનો દુ:ખાવો:** તાત્કાલિક મદદની સૂચનાઓમાં ઘણાભાગે આનો ઈલાજ આપેલો હોતો નથી, તો પણ તેનો ઈલાજ જાણવાથી તમે ઘણાં જણના આશીર્વાદ મેળવશો. ખાસ કરીને જ્યારે ઉપલા જડબામાંનો દાંત દુ:ખતો હોય ત્યારે નીચેનો ઇલાજ કરવો. તે ઘણા ભાગે ફતેહમંદ નીવડશે.

થોડું દાકતરી રૂ લઈ તેને બ્રાંડી કે વિસ્કી જેવા મદ્યમાં પલાળીને દરદીના એક નસકોરામાં ખોસવું અને બીજું નસકોરૂં બંધ કરી

દેવું. પછી રૂવાળા નસકોરા વડે તે રૂમાં થઇને તેને શ્વાસ લેવડાવવો. નાકના પાછલા ભાગ આગળ જે જ્ઞાનતંતુ આવેલો છે તેના ઉપર આ દારૂની અસર થવાથી દરદ ઝપાટાબંધ મટી જાય છે.

**આંચકી:** એમાં માણસ બૂમો પાડે છે, પડી જાય છે, અમળાય છે, આંચકા ખાય છે. અને તેના મોંમાં ફીણ આવે છે. આ વખતે તેના દાંતથી તેની જીભ કચરાઇ ન જાય એટલા માટે તેનાં બે જડબાં વચ્ચે એક લાકડાનો કકડો મૂકવો આ સિવાય બીજા ઉપાયો કરવાથી કશો લાભ થશે નહિ. આંચકી વળી ગયા પછી તેને ઉંઘવા દેવું જોઇએ.

**વિષપાન:** જો માણસ જમ્યા પછી એકાએક બહુ માંદો પડી જાય તો પ્રથમ તેને થોડું દુધ આપવું અથવા કાચાં ઈંડાંની રાબ પાવી. દૂધ અને ઈંડાંમાં બધું ઝેર એકઠું થતું હોય એમ લાગે છે. જો મોં ઝેરથી બળી ન ગયું હોય તો બનતા સુધી દરદીને મીઠું અને ગરમ પાણી પાવાં, પછીથી ગળાની અંદર પીંછું ફેરવવું. અને ત્યારપછી

બીજાં વધારે ઈંડાં દૂધ અને ગરમ ચા આપવાં. જો દાહક એસિડનું ઝેર હોય તો ઉલટી નહિ કરાવતાં દૂધ અથવા સાલ્લદ (ઓલીવ) તેલ આપવું અને દરદીને ઉંઘવા દેવું નહિ.

**લોહીમાં ઝેરનો પ્રવેશ:** ઘામાં મેલ ભરાવાથી લોહી ઝેરી બને છે. સોજો, પીડા અને રાતી નસો માલુમ પડે છે. ગરમ પાણીના શેકથી આરામ થાય છે.

**ગળાનો સોજો:** થોડા વખત ઉપર દક્ષિણ અમેરિકાના એન્ડીઝ પહાડમાં બે માણસો ગળાના સોજાથી શ્વાસ રૂંધાઇ જવાથી મરી ગયાનું મેં સાંભળ્યું હતું. આ માણસો પાસે એનો ઇલાજ જાણનાર કોઇ હતું નહિ. આવા પ્રસંગે જ્યાં દાક્તર ન હોય તેવી જગાએ દરેક જણે એના ઉપાયો જાણી લેવા જોઇએ. ઘણા લોકો પોતાની જીંદગીમાં એક કે વધારે વાર ગળામાં ચોરીયાના દરદથી પીડાય છે. ગળાના પાછલા ભાગની દરેક બાજુ ઉપરના ગોળ માંસ પિંડના સોજાનો આ રોગ છે. કેટલીકવાર આ સોજો એટલો મોટો થઈ જાય છે કે દરદી શ્વાસ લઇ શકતો નથી અને ગળું બંધ થઈ જાય છે. આ રોગને અંગ્રેજીમાં ક્વીન્ઝી કહે છે. ઘણા ગરમ પાણીના શેકથી દરદ ઓછું થાય છે અને સોજો ઉતરે છે. આખરનો ઉપાય સુજેલા માંસ પિંડમાં નસ્તરથી કાણું પાડી શ્વાસ ચાલતો કરવાનો છે.

**સર્પદંશ:** સર્પદંશના ઈલાજ અવશ્ય જાણવા જોઇએ. હડકાયાં કુતરાંને કરડવાથી અને ઝેરી તીરોના ઘા લાગવાથી ચઢતા ઝેરમાં પણ એજ ઉપાયો કામમાં આવે છે. દંશથી દાખલ થએલું ઝેર લોહીમાં ભળે છે અને નાડીના થોડા ધબકારા સાથે તે આખા શરીરમાં પસરી જાય છે, તેથી તેના ઉપાયો તત્કાળ લેવા જોઇએ. નસોદ્વારા ઝેરને શરીરમાં દાખલ થતું અટકાવવું એ ઉત્તમ રસ્તો છે. આને

માટે જ્યાં દંશ થયો હોય તે જગાના ઉપલા ભાગમાં એકદમ દોરડું કે રૂમાલ તાણી બાંધવો. આમ કરવાથી ઝેરવાળું લોહી હૃદય તરફ જતું અટકશે. પછી તે દંશના ઘામાંથી ઝેર ચૂસી કાઢવા પ્રયત્ન કરવો, અને બની શકે તો વધારે લોહી નીકળી જાય અને તે સાથે ઝેર બહાર નીકળી જાય તેટલો મોટો ચીરો એક ચપ્પુવડે તે દંશ ઉપર કરવો. ઝેરને ચૂસવાથી જો તમારા મોંમાં કંઇ ફાટ કે ચીરો ન હોય તો તમને નુકસાન થશે નહિ. દરદીને કાફી કે મદ્ય જેવા ઉત્તેજક પદાર્થો પણ મોટા પ્રમાણમાં આપવા અને તેને ઉંઘવા દેવો નહિ. તેને આમ તેમ ચલાવવો અને તે બરાબર ભાનમાં રહે એવા ઉપાયો કરવા.



# પરિશિષ્ટ

## ક્રોસની કથાઓ.

યુનિયન જૅક પ્રથમ ઈંગ્લૅંડ, સ્કૉટલૅંડ અને આયરલૅંડ એ ત્રણ દેશોના વાવટાઓ મળી બન્યો હતો. અને તે ગ્રેટબ્રિટન અને આયર્લૅંડનો વાવટો ગણાતો. પણ હાલ તો તે આખા બ્રિટિશ સામ્રાજ્યનો વાવટો ગણાય છે. નીચે વર્ણવેલી કથાઓ આ યુનિયન જેકના ક્રોસ કે સાથીઆ વિષેની ઐતિહાસિક દંતકથાઓ છે. દરેક ક્રોસ તેના સંતની યાદગીરી માટે રાખવામાં આવેલો છે, અને આ કથાઓ ખરૂં જોતાં તે સંતોના જીવનનો ઇતિહાસ છે. અનેક ઠેકાણેથી સંગ્રહ કરેલી દંતકથાઓ જોડે આ કથાઓને ભેળસેળ કરવી નહિ. તમારી વીરબાળાઓને સંતોની કથાઓ સભળાવવી હોય તો આ કથાઓને બદલે હિન્દુસ્તાનના અમુક સંતો કે વીરપુરુષોની વાતો સંભળાવવી. વીરબાળાઓને એક વાત સંભળાવીને પછી તેની પાસે તે ફરીથી કહેવડાવવાથી તેવી વાર્તાઓની છાપ બાળાઓની સ્મરણશકિત ઉપર ઘણી સારી રીતે પડે છે.

### સંત જ્યૉર્જ..

સંત જ્યૉર્જનો જન્મ કેપ્પેદોશિયા પ્રાંતમાં ખ્રિસ્તી માબાપને ઘેર થયો હતો અને સાચા ધાર્મિક અને ઇશ્વરના ડરવાળા વાતાવરણમાં તે ઉછર્યો હતો. લગભગ ૧૮ વરસનો હતો ત્યારે તેના પિતા

ગુજરી ગયા. તેની માતા પેલિસ્ટાઇનની હતી, અને તેની પાસે ઘણું ધન હોવાથી તે અને તેની મા પેલેસ્ટાઇન રહેવા ગયાં. માતાની તમામ મિલ્કતનો વારસો જ્યૉર્જને મળ્યો. પછી તે લશ્કરમાં જોડાયો અને કર્નલની પદવી પામ્યો. લશ્કરમાં તેણે એટલું બધું સારૂં કામ કર્યું કે બાદશાહ ડાયોકલેશ્યને તેને પોતાના "વિગ્રહના સલાહકાર મંડળ" માં દાખલ કર્યો. જ્યોર્જ ધર્મે ખ્રિસ્તી હતો તેની બાદશાહને ખબર નહોતી. થોડા વખત પછી તે બાદશાહ ખ્રિસ્તી લોકોને રંજાડવા લાગ્યો. જ્યૉર્જ બાદશાહનાં આ નિર્દય કામો સાંખી શક્યો નહિ, તેથી તેણે પોતાનો લશ્કરી પોશાક ઉતારી નાખ્યો, પોતાનું ધન ગરીબોને વહેંચી દીધું, અને નિર્ભયપણે રાજ-સભામાં જઇ રાજપુરુષો પ્રત્યે બોલ્યો કે "તમે ખ્રિસ્તીઓ સામે અન્યાયી અને નિર્દય કાયદાઓ કયાં સુધી ઘડયા કરશો ? તમે પોતે તમારા ધર્મના સત્ય વિશે શંકાશીલ છો તો પછી તમારો ધર્મ અન્ય ધર્મીઓ પાસે જોર જુલમથી પળાવવા શા માટે મથી રહ્યા છો ? તમારી મૂર્તિઓ ઇશ્વર નથી; માત્ર અમારો ઇસુજ ઇશ્વર છે. તે ઇશ્વરભક્તોને તમારા જુલમ અને મૂર્ખાઇથી સતાવો નહિ." સંત જ્યૉર્જના સ્વધર્મના આવા એકરારથી રાજસભા ડરી અને તેને ચૂપ રાખવા મોટો અધિકાર અને માનની લાલચો આપવા માંડી. તે સભા જ્યૉર્જને પોતાના નિશ્ચયમાંથી ચલાયમાન કરી શકી નહિ, ત્યારે તેણે તેને દમવાનું શરૂ કર્યું. દમનનાં સાધનો નિષ્ફળ નીવડયાં ત્યારે તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. ઈ. સ. ૨૯૦ ના એપ્રિલની ૨૩ મી તારીખે સંત જ્યોર્જ ધર્મની પાછળ પ્રાણની આહુતિ આપનાર તરીકે પોતાનું નામ અમર કરી ગયો.

ઈંગ્લાંડના રાજા આર્થરે સંત જ્યૉર્જને એક આદર્શ ખ્રિસ્તી યોદ્ધો ગણીને ઈંગ્લાંડ દેશના અધિષ્ઠાતા સંત તરીકે તેને સ્વીકાર્યો.

## સંત એન્ડ્રુ.

એન્ડ્રુ શબ્દનો અર્થ વીર થાય છે. ખ્રિસ્તી ધર્મનો ઉપદેશક સંત એન્ડ્રુ જોન ધ બેપ્ટીસ્ટનો શિષ્ય હતો. તેણે ગ્રીક લોકોને ઇસુના ધર્મનો સ્વીકાર કરવામાં મદદ કરી હતી. પરોપકાર, એકનિષ્ઠા, અને સંકટ સમયે શ્રદ્ધા અને આનંદ એ તેના ખાસ ગુણો હતા. તેણે સીથિઆ, ઉત્તર ગ્રીસ અને એપીરસ પ્રાંતોમાં ઉપદેશ કર્યો; અને તેની પોતાની પસંદગીના એક કર્ણરેષાકૃતિવાળા વધસ્તંભ ઉપર વિધર્મી-ઓએ તેનો વધ કર્યો. ઈસુના વધસ્તંભને મળતી આકૃતિના સ્તંભ ઉપર પોતાનો વધ થાય એ તેને અયોગ્ય લાગવાથી તેણે કર્ણરેષા-કૃતિવાળો સ્તંભ પસંદ કર્યો હતો. તેના દેહને સડો ન લાગે એટલા માટે તેમાં સુગંધિવાળા મસાલા ભરવામાં આવ્યા હતા. કેટલાંક વર્ષો પછી કોન્સ્ટેન્ટાઇન રાજા તેને બેઝેન્ટીઅમ પ્રાંતમાં લઇ ગયો. ઇ. સ. ૩૯૮ માં રેગ્યુલસ નામના એક સાધુએ તેના શરીરને બેઝેન્ટીઅમથી સ્કોટલેન્ડમાં આણ્યું, અને જે જગાએ હાલમાં સેન્ટ એન્ડ્રુઝ નગર વસેલું છે ત્યાં તેની કબર ચણાવી તે ઉપર એક દેવળ બંધાવ્યું. ત્યાર પછી આશરે છસો વર્ષે સ્કોટ લોકોના રાજા અંકયસ અને પીક્-ટ્સના રાજા હંગુસે ઈંગ્લાંડ દેશના રાજા એથેલસ્ટન સાથે લડાઈ ચલાવી. તે લડાઇના દિવસની આગલી રાતે અંકયસ અને હંગુસ વિજય માટે પ્રાર્થના કરતા હતા. તે વેળા આકાશમાં કર્ણરેષાકૃતિનાં બાણોના જેવો પ્રકાશ તેમના જોવામાં આવ્યો, આ ઉપરથી તેમણે પ્રતિજ્ઞા કરી કે જો આ દૃશ્ય અમારા વિજયનું ચિહ્ન નીવડશે તો સંત એન્ડ્રુને અમે અમારા અધિષ્ઠાતા સંત તરીકે સ્વીકારીશું અને અમારા વાવટાનું ચિહ્ન તેનો ક્રોસ થશે.

## સંત પેટ્રીક.

પેટ્રીક વેલ્સ પરગણાના એક ખેડુતનો પુત્ર હતો. વેલ્શ ભાષામાં પેટ્રીક શબ્દનો અર્થ "વીર્યવાન્ અને ધૈર્યવાન્" થાય છે. તેનો

જન્મ ઈ. સ. ૩૮૯ માં થયો હતો. તેને એક ખ્રિસ્તી તરીકે કેળવણી આપવામાં અવી હતી. તેની ૧૬ વર્ષની ઉંમરે આયરીશ લુંટારાની એક ટોળી તેને કાનોટ પરગણામાં ઉંચકી ગઇ. અહીં તેણે ૭ વરસ સુધી ભૂંડ ચારવાનું કામ કર્યું. એક વખત તેને સ્વપ્ન આવ્યું, તેમાં દેવે તેને નાસી છૂટવાની આજ્ઞા કરી. આખરે આયર્લેંડથી વુલ્ફ હાઉન્ડઝ જાતના કુતરાઓને ભરી એક વહાણ ફ્રાન્સ દેશ જતું હતું તેમાં બેસી તે ફ્રાન્સ ગયો. અહીં તે એક મઠમાં દાખલ થયો અને પછી ઘેર આવ્યો. ત્યાં તેને સ્વપ્ન થયું કે તારે આયર્લેંડમાં ખ્રિસ્તી ધર્મ ઉપદેશકનું કામ કરવું. આ સ્વપ્નથી તેનામાં પોતાની જાત પ્રત્યે જે કંઈ અવિશ્વાસ હતો તે દૂર થયો અને ત્યાં ધર્મ પ્રચારના કામની તૈયારી કરવા માટે ફ્રાન્સના તે મઠમાં ફરીથી દાખલ થયો. અહીં તેણે ખ્રિસ્તી ધર્માધિકારીની દીક્ષા લીધી અને બિશપ બન્યો. ત્યારબાદ તેને આયર્લેંડ મોકલવામાં આવ્યો. આયર્લેંડમાં તે વખતે બખેડાઓ ઉભા થયા હતા તેથી ત્યાં તેણે શાંતિ, સંપ અને વફાદારીનો ઉપદેશ કરવા માંડયો. તેણે ઘણા લોકોને ખ્રિસ્તી બનાવ્યા, અનેક મઠો, ખ્રિસ્તી દેવળો અને નિશાળો સ્થાપ્યાં. સને ૪૬૧ માં તેનો દેહાંત થયો. તે અત્યંત ધાર્મિક પુરુષ અને કર્મવીર હતો.

વીરબાળાઓને આ વાતો કહેવાનો ઉદ્દેશ તેમનામાં વીરતા અને સેવાપરાયણતાના આદર્શો ઠસાવવાનો છે.

## સૃષ્ટિજ્ઞાન.

જુદી જુદી જાતનાં ૭ પક્ષી, ૭ પ્રાણી અને ૭ છોડનું પ્રત્યક્ષ અવલોકન કરીને તેમનાં જીવન વૃત્તાંત આપો.

પોતાની આસપાસ શું થાય છે તે સમજવાને વીરબાળા પોતાની આંખ સદા ઉઘાડી રાખે છે; પણ કુદરત દેવીનાં રહસ્યો સમજી લેવાને તો ધીરજ, ખંત અને આગ્રહની ઘણી જરૂર છે. એક વખત એ

દેવી પોતાની વાત તમને કહેવાને હોઠ હલાવશે એટલે પછી તો તેની અદ્ભુત વાતોનો કેમે કરી છેડો આવશે નહિ. એ બધી વાત કાનોકાન સાંભળવાને એ દેવીની સમક્ષ તમારે જવું પડશે. કોઇનું કહેલું સાંભળવાથી તમારો અર્થ નહિ સરે.

જંગલો અને ખેતરો વિષેની જે જે વાત તમે લોકો પાસેથી સાંભળશો તે બધી તમને નીરસ લાગશે. અને જ્યારે તમે જાતે ખેતરોમાંને જંગલોમાં જઈ જોશો ત્યારે એ બધું તમને ખોટું લાગશે. અને તમે સાંભળ્યા કરતાં ત્યાં જુદુંજ અનુભવશો.

મારે તમને ખાસ કહેવાનું એ છે કે તમે આ વિષયની જલદી શરૂઆત કરો, અને બહાર ખેતરોમાં જઇને બની શકે તેટલો આ વિષયનો અભ્યાસ કરો. યોગ્ય રીતે આરંભ કરશો એટલે પછી તો તેમાં તમને ખૂબ મજા પડશે. તમે પ્રત્યક્ષ અવલોકન કરી શકો એવાં પંક્ષી, છોડ અને પ્રાણી પસંદ કરજો. તેમને વિષે પુસ્તકોમાં વાંચશો નહિ પણ તમારી પોતાની આંખે તેમનાં જીવનનું અવલોકન કરજો.

અવલોકન કરવાની રીતને માટે હું તમને થોડા મુદ્દા આપું છું. વળી બીજી વાત તમને ખાસ કહેવાની એ છે કે બહાર તમે જે જે જુઓ તેની નોંધ લખી લેવાને અને ચિત્રો દોરી લેવાને આરંભથીજ એક કુદરતના અવલોકનની નોંધપોથી રાખજો. આમ કરવાથી આ બીજા વર્ગનો અભ્યાસ તમે પૂર્ણ કરી રહેશો તે સમયે પ્રાણીશાસ્ત્રીનો ચંદ્રક (Naturalist's Badge) મેળવવાનું તમને સરળ થઇ પડશે.

આ પ્રકરણમાં હું તમને સૃષ્ટિજ્ઞાન વિષે થોડું કહીશ, તે તમને ઘણું ઉપયોગી થઇ પડશે.

પક્ષીનો જીવનક્રમ તપાસવાને નીચે દર્શાવેલી બાબતો વિષે જ્ઞાન મેળવજો.

૧. પક્ષીનો માળો. ( તેનું અસલ રહેઠાણ )
૨. ઈંડું. ( જેમાંથી બચ્ચું જનમ્યું )

૩. તેનાં પીંછાં અને ગીત. ( અવાજ )

૪. તેનો ખોરાક.

૫. રહેઠાણ. ( તે ક્યાં રહે છે તે. આખું વર્ષ આપણે ત્યાં રહે છે કે અમુક વખત બીજા પ્રદેશોમાં જાય છે તે. જો પરદેશગમન. કરતું હોય તો તેનો જવાનો અને આવવાનો સમય )

૬. તેના રસ્તા.

છોડના અવલોકન માટે નીચે દર્શાવેલા મુદ્દા ધ્યાનમાં રાખજો.

૧. બીજ.

૨. બીજાંકુર.

૩. મૂળ, થડ, પાંદડાં.

૪. ફૂલ.

૫. ફૂલ અને બીજનો ફેલાવો.

૬. તેને માફક આવતી જમીન.

કોઇ પણ પ્રાણીના જીવન વૃત્તાંતમાં નીચે દર્શાવેલી બાબતો ધ્યાનમાં રાખજો.

૧. તેનું અસલ રહેઠાણ.

૨. શરીર પરની ખાસ નિશાનીઓ.

૩. તેની ખાસીયત.

૪. ખોરાક.

૫. કઇ જગાએ રહે છે તે.

૬. તેના રસ્તા.

કુદરતની પોથીનાં પાનાં ઉકેલવાની રીત આ છે. માણસનું સ્વામિત્વ જ્યાં સ્વીકારાયું નથી એવાં જંગલોમાં ભટકીને, વૃક્ષની ઘટામાં લપાઇ બેસીને, ઝાંખરાં પાછળ છુપાઇ રહીને, ઘાસમાં આડા સુઇને કે પોતાની જાતને અદૃશ્ય રાખીને કુદરતની પોથીનાં પાનાં ઉકેલી શકાય છે. ટુંકામાં આપણે એવી રીતે વર્તવું કે પક્ષી અને

પ્રાણીઓ આપણને જોવા છતાં નિર્ભયપણે જે કામ કરતાં હોય તે કરે જાય. અને કોઇ પણ જાતના સંકોચ વિના તેઓ તેમની રમત રમ્યા કરે. કોઈ પણ રીતે આપણે તેમને નડતરરૂપ ન થવાની કાળજી રાખીએ તોજ આપણે કુદરતની પોથી સારી રીતે ઉકેલી શકીશું. એ પોથી વાંચવાની આ એકજ રીત છે. એવી પોથી તમને કદી મળશે નહિ. એમાંની વાતનો કદી છેડો આવતો નથી. અને એક વખત એ વાતનો તમને રસ પડયો એટલે પછી તો તે એટલી બધી આકર્ષક લાગશે કે પછી તેને તમે કદી છોડી શકશો નહિ.

આપણે ત્યાં ઘણાં પક્ષી આખું વરસ રહેતાં નથી. માર્ચ અને મે દરમિઆન ગરમી પડે છે તે ઋતુમાં ઉત્તરના જે પ્રદેશોમાંથી તેઓ આવ્યાં હતાં તે પ્રદેશોમાં પાછાં જાય છે. ઘણાં તો હિમાલય પર્વતો ઓળંગીને સ્ટેપના મેદાનના પ્રદેશમાં જાય છે. કેટલાંક મધ્ય એશિઆના પ્રદેશોમાં અને કોઇ તો સૈબિરિઆ અને યૂરોપના દૂરના દેશોમાં જાય છે. ત્યાં તેઓ પોતાના પરિચિત સ્થળે જઇ નિવાસ કરે છે, માળા બાંધે છે અને પોતાનાં નાનાં બચ્ચાંને ઉછેરે છે. પછી જ્યારે શિઆળો આવે છે ત્યારે સપ્ટેંબર, ઓકટોબરમાં ઠંડીની ઋતુ ગાળવાને દક્ષિણ તરફ આપણા દેશમાં ઉડી આવે છે. શિકારી પક્ષીઓમાં બાજ અને ઘુવડ તથા ગાનારાં પક્ષીઓ ચંડાળ જેવાં આપણે ત્યાં કેટલોક વખત રહે છે.

કાદવપાણી ખુંદનારાં પક્ષીમાં કેટલાંક બગલાં સારસ, અને જંગલી બતક આપણે ત્યાં શિઆળામાં આવે છે.

આ પ્રવાસીઓ દર વરસે નિયમિત રીતે એકને એકજ જગાએ આવી રહે છે. ઘણાં તો તેને તેજ માળામાં આવી રહે છે એમ કહેવાય છે. સેંકડો માઇલ મુસાફરી કરી પાછાં તેને તેજ સ્થળે આવવાની આ પક્ષીઓમાં કેવી અજબ પ્રેરણા રહેલી હોય છે !

બીજાં કેટલાંક પક્ષી બીજા દેશમાં ન જતાં દરેક વરસે ઉનાળામાં અને ચોમાસામાં મેદાનના પ્રદેશમાંથી પર્વતવાળા પ્રદેશમાં જઇ વસે છે. નાનું હરિઆલ (જાણે તેમને બેસવા માટેજ રેલ્વેના તાર રાખ્યા હોયની) એપ્રીલની શરૂઆતમાં મુંબાઈ તજે છે અને ચોમાસુ પુરૂં થતા સુધી દેખાતું નથી. ઉનાળામાં અને ચોમાસામાં (Redbacked Shrike) લહતોરા મુંબાઇના બાગબગીચામાં જણાતાં નથી. સમડીને મુંબાઇનું ચોમાસું ગમતું નથી, અને વરસાદ પડવા માંડે છે એટલે દખ્ખણના સુકા પ્રદેશમાં જઇ રહે છે. કલકત્તાની સમડીઓ પણ ચોમાસામાં શહેર તજી દેછે, અને શિઆળામાં પાછી આવે છે. પણ બ્રહ્મદેશની સમડીને (જેને બદામી લાલરંગનાં પીંછાં હોય છે અને માથું ધોળું હોય છે તેને) ચોમાસામાં મુંબાઇની ભીની હવા પસંદ પડે છે અને એ સમયે તે વારંવાર જોવામાં આવે છે.

પક્ષીઓ આ પ્રમાણે સ્થલાંતર શામાટે અને કયે સમયે કરે છે તે વિષે વધુ જાણવાની બધાંને ઇચ્છા તો થાય; પણ એકજ માણસ બહુ સારૂં નિરીક્ષણ કરે તો પણ એ વિષેની બધી માહિતી મેળવી શકે નહિ. દેશના બધા ભાગમાં નિરીક્ષા થાય અને નોંધ લેવાય તો એ નોંધ અને નિરીક્ષણ ઉપરથી અનેક પ્રકારની માહિતી એકઠી થઇ શકે. આવી નોંધ લેવાને માટે પક્ષી વિષે કંઇ વિશેષ પ્રકારનું જ્ઞાન હોવાની જરૂર નથી. પક્ષીને ઓળખવા જેટલું જ્ઞાન બસ થાય. સમડીને બધાં આાળખે છે. એને મળતું પક્ષી બ્રહ્મદેશની સમડી છે. પણ સમડીની પૂંછડી બે પાંખીઆં વાળી છે અને બ્રહ્મદેશની સમડીની ગોળકાર છે.

જંતુઓ (ષટ્પદી) બાવળ પરની ડોશી (ઇયળ) બાવળના કાંટાની મજબુત કોથળી બનાવીને તેમાં રહે છે. કાંટાને એક બીજા સાથે રેશમના તાંતણાથી મજબુત સીવી દે છે. શંકુ આકારની આવી કાંટાની કોથળી બાવળની નાની ડાંખળી ઉપર

લટકતી રાખે છે. તેને ડાંખળી સાથે મજબુત બાંધેલી હોય છે. રાતે આ કોથળીમાં ઇયળ સુઈ રહે છે અને દિવસે ખોરાક શોધવા બહાર નીકળે છે. જ્યારે ઇયળ પુખ્ત વયની થાય છે ત્યારે એજ કાંટાના ઘરમાં તે કોશેટો બનાવે છે, અને સુષુપ્તિ અવસ્થા તેમાં ગાળે છે. પછી તેને બદામી રંગની નાની પાંખો આવે છે અને તે કોશેટામાંથી નીકળીને ઉડી જાય છે. આમ ષટ્પદીઓ પોતાનું રક્ષણ કરે છે. તેમની રક્ષણ કરવાની રીત જુદી જુદી હોય છે. કેટલાંકને શરીરપર કાંટા હોય છે. કેટલાંકને કઠણ ઢાંકણ હોય છે. કેટલાંકને શરીરે બધે ઉભા વાળ હોય છે. (આવાં જંતુઓને કામળીઆ, કાતરા કહે છે) જો આપણે તેને અડીએ તો એ વાળ આપણી ચામડીમાં ભોંકાય છે અને ચામડીમાં ચોંટી રહે છે તેથી આપણને ખંજવાળ આવે છે. કેટલાંક જંતુઓનાં શરીરમાંથી દુર્ગંધવાળો, ચીકણો પદાર્થ ઝરતો હોય છે તે જોઇ આપણને અણગમો થાય અને તેની ગંધ પણ ન ખમાય. આવાં જંતુને કોણ પકડે ? અને એ રીતે તેમનું રક્ષણ થાય છે. કેટલાંક કરડે છે, કેટલાંક ડંખ દેછે અને કેટલાંક પોતાની આસપાસ ની વસ્તુઓના આકાર અને રંગ ધારણ કરે છે એટલે તેમના દુશ્મનો તેમને ઝટ શોધી કાઢી શકતા નથી. પાંદડાંમાં માંકડી જેવાં જંતુ હોય છે તે પાંદડાં જેવાંજ હોય છે. ઘાસમાંની માંકડીને આપણે જોઇએ તો જાણે નરી સુકા ઘાસની સળીજ. લીલા ઘાસમાંના તીતી-ઘોડા લીલા હોય છે અને જ્યારે ઘાસ ચીમળાઈ જાય છે ત્યારે તેમનો રંગ પણ બદલાઇને ઘાસના જેવોજ થાય છે.

વીરબાળાને કુદરત ઉપર પ્રેમ હોય. તેને ખેતરોમાં જવું ગમે. ટેકરીઓ અને વનનાં સૌંદર્ય નિહાળી શાંતિ ભોગવવાનું પણ જરૂર ગમે. નિર્મળ આકાશમાં ચળકતા તારાનો અને ચંદ્રનો પ્રકાશ તેને આનંદ આપે. પક્ષીઓનાં મધુરગીત તેને ઉત્તમ ગાયન લાગે. ખેતરોમાં રહેતાં પશુ પક્ષીઓને તે ઓળખે.

કાઇપણ વસ્તુનું આપણે સારી રીતે અવલોકન કરીએ અને તેને પૂર્ણ રીતે સમજવા યત્ન કરીએ ત્યારેજ આપણને તે વસ્તુ માટે પ્રેમની લાગણી ઉપજે. દરેક વીરબાળાને કેટલેક અંશે પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રી બનવું પડે છે.

આ પ્રકરણમાં આપણે કુદરતની અદ્ભુત વસ્તુઓ તરફ સહેજ નજર કરીશું. એટલાથી પણ ઘણા વાચકો કુદરતની કાઇ કાઇ શાખાના ગંભીર અભ્યાસી બનવા યત્નશીલ બનશે. એમાંથી દરેકને ગમે એવું કંઇ કંઈ તો મળી આવશે. કાઇને ખડકો અને ખનિજ વિષે જ્ઞાન મેળવવાની અભિરુચિ થશે તો કાઇને દરિયાપરનાં શંખલાં એકઠાં કરવા મન થશે. અભ્યાસ માટે ષટ્પદીનું વિશાળ ક્ષેત્ર છે, પણ તેમાં કાળજીપૂર્વક અને નિયમિત અવલોકન કરવાની જરૂર છે. વૃક્ષો, પક્ષી અને તારા વિષે આ પ્રકરણમાં આપણે વાત કરીશું. પ્રાણીઓને આમાં મૂકી દીધાં છે પણ યાદ રાખજો કે સામાન્ય એક પણ પ્રાણીનું બુદ્ધિપૂર્વક કરેલું અવલોકન ઘણુંજ રસિક થઇ પડે છે. દાખલા તરીકે કુતરાનું અને બિલાડીનું વર્તન કેવું જુદા પ્રકારનું છે તે વિષે તમે વિચાર કર્યો છે? કુતરાં ટોળામાં રહે છે ત્યારે બિલાડી એકાકી રહે છે. કુતરાં ભસીને એક બીજાને કહેણ મોકલે છે, શિકાર પાછળ દોડે છે ત્યારે પુછડી ઉભી રાખીને બીજાઓને સંજ્ઞા કરે છે અને ખુલ્લી રીતે તેઓ પોતાના શિકારની પાછળ દોડે છે. પણ બિલાડી શાંત સ્વભાવની હોય છે અને છૂપી રીતે શિકાર કરે છે. કુતરાં બહુ ઝડપથી પોતાનો ખોરાક ખાઈ જાય છે કે રખેને તેમની આજુબાજુનાં ભૂખ્યાં કુતરાં તેમાં ભાગ પડાવે. બિલાડી શાંતિથી પોતાનો ખોરાક ખાય છે. પ્રાણીઓની દરેક ટેવ ઉપરથી આપણે તેની મૂળ ઉત્પત્તિ અને તેના ઇતિહાસ વિષે કંઈને કંઈ જાણી શકીએ છીએ.

**વનસ્પતિ**—નો અભ્યાસ ઘણો સહેલો તેમજ તેટલોજ રસિક છે. હિંદુસ્તાનમાં આશરે વનસ્પતિના સો ઉપર વર્ગ અને ૪૦,૦૦૦

કરતાં વધારે જાત છે, પણ તેમાંની ઘણી તો ડુંગરો અને જંગલોમાંજ થાય છે, તેથી કોઈપણ વીરબાળા જો બસેં ત્રણસેં જાતની વનસ્પતિ ઓળખી જાણે તો તેને કોઇ અજાણ્યું વૃક્ષ રહે નહિ. વનસ્પતિમાં પાંદડાં, ફૂલ અને ફળમાં જાત જાતનો તફાવત હોય છે. વળી કેટલીક વનસ્પતિના નાના છોડ, કેટલીકનાં મધ્યમ ઝાડ અને કેટલીકનાં મોટાં વૃક્ષો થાય છે. કેટલી વનસ્પતિ બોડી અને કેટલીક ગુચ્છાવાળી થાય છે. કેટલીકની ડાળી પથરાયલી હોય છે, કેટલીક પર પાંદડાં ખરી પડે છે અને બોડી થઈ જાય છે. કેટલીક હમેશાં પાંદડાં સહિત લીલી છમ જેવી રહે છે. વડની માફક કેટલીક જાતને વડવાઈ હોય છે. રબરના વૃક્ષની માફક કેટલીક જાતોમાંથી દૂધ નીકળે છે, કેટલીક જાતોમાંથી ગુંદર ઝરે છે. કેટલીક જાતોમાં ખીલી માફક કાંટા હોય છે. કેટલાંક વૃક્ષનાં થડ સીમળા જેવાં જાડાં હોય છે. જુદી જુદી જાતનાં વૃક્ષોનાં ફૂલ અને ફળમાં કેટલો બધો તફાવત હોય છે તે તો આપણે જાણીએ છીએ, પણ પાંદડાંએ ભિન્ન ભિન્ન પ્રકારનાં હોય છે. પાંદડાંથી પણ આપણે વનસ્પતિ ઓળખી શકીએ. ડાળી ઉપર પાંદડાંની ગોઠવણી જુદી જુદી જાતની હોય છે. કોઇ પાંદડાં સાદાં તો કોઇ સંયુક્ત, કોઇની ડીંટડી લાંબી, કોઇની ટુંકી અને કોઇ તો ડીંટડી વગરનાં હોય છે. કોઇ પાંદડાં બહુ નાનાં તો કોઇ બહુ મોટાં (કેળ જેવાં) હોય છે. પાંદડાંના આકાર પણ ભિન્ન ભિન્ન હોય છે. તળીઆ આગળ અને અણી આગળ પાંદડાંનો આકાર ભિન્ન ભિન્ન હોય છે. કોર અખંડ, ખાંચાવાળી, કરવતના દાંતા જેવી કે કાંગરાવાળી હોય છે. નસો સમાન્તર તો કોઇની પંખા જેવી હોય છે. કેટલાંક પાંદડાં ઉપર રસકુંપ્પીઓ (Glands) હોય છે. કેટલાંકપર ટુંકી રૂંવાટી હોય છે. કેટલાંક નરમ હોય છે તો કેટલાંક ચામડા જેવાં અથવા ખરબચડાં હોય છે.

**ઝેરી વનસ્પતિ**—વીરબાળાએ ઝેરી વનસ્પતિ ઓળખવી જોઇએ. કેટલીક વનસ્પતિનાં નામ અહિં આપ્યાં છે. બેલાડોનાના છોડ

થાય છે, તેનાં પાંદડાં લંબગોળ, ફૂલ ઘંટાકારનાં અને અંદરના ભાગમાં જાંબલી રંગનાં હોય છે. ફળ મોટાં અને રસદાર થાય છે.




FIG. XV

પાકે છે ત્યારે જાંબલી કાળા રંગનાં હોય છે. એ છોડનાં બધાં અંગો ઝેરી હોય છે. ફોક્સગ્લવ અથવા ડિજિટેલિસ, પરપૂરીઆ (રાન હવરી) જે ઘણીવાર બાગોમાં ઉછેરવામાં આવે છે તેને કરવત જેવા દાંતાવાળાં પાંદડાં હોય છે, ઘંટાકાર જાંબુડી ફૂલ અને તેની અંદર છાંટ પડેલી હોય છે. તે પણ ઝેરી વન-વનસ્પતિ છે.

કુતરાના દાંત જેવા છોડ પણ ઝેરી વનસ્પતિ છે. એનાં ફૂલ વટાણાના ફૂલ જેવાં જાંબુડા રંગને મળતા રંગનાં હોય છે. શીંગ બન્ને બાજુએ ચપટી અને કરવત જેવી કીનારી વાળી હોય છે. ઝેર કચુરાનું ઝાડ હોય છે. તેનાં પાંદડાં સામ સામે ઉગે છે અને તે ઘેરા લીલા રંગનાં હોય છે. ફૂલની ગોઠવણી તોરા જેવી હોય છે. પાકું ફળ નારંગી રંગનું રસદાર અને મોટું હોય છે. તે માવાદાર અને ઘણા બીજવાળું હોય છે. એ પણ ઝેરી છે.

**ધંતુરો**—એનાં પાંદડાં દાંતાવાળાં અંડાકાર હોય છે. ફૂલ ધોળાં કે આસમાની હોય છે. ફળ કાંટાવાળું હોય છે.

કેસાવા કે ટેપીઓકાનું ઝાડ આશરે ૬ ફૂટ ઉંચું થાય છે. તેનાં પાંદડાં હથેલી જેવાં અને મધ્યરેષા નીચે આવેલી હોય છે. વિભાગિ પુષ્પ રચનાવાળાં નાનાં ફૂલો લાલ રંગનાં હોય છે. એનાં મૂળ ત્રિકોણાકાર છાલવાળાં અને ગાંઠોવાળાં હોય છે. એનાં મૂળ અને ડાળાં કાચાં હોય તે ઝેરી હોય છે. એમાં ઘટતી સુધારણા કરી ખાવાના ઉપયોગમાં પણ લઇ શકાય છે.

ખસખસનો અથવા અફીણનો છોડ ૨ થી ૩ ફૂટ ઉંચો થાય છે. પાંદડાં દાંતાવાળાં અને થડને વીંટળાયલાં હોય છે. એનાં ફૂલ જાંબુવા કે રાતાં ધોળાં અને મોટાં હોય છે. ફળમાં બીજ ઘણાં હોય છે

ખડીઓ વછનાગ સુંદર વેલાની જાત છે. એ પાંદડાંની અણીથી પાસેના છોડ કે ઝાડ સાથે વીંટળાય છે. ફૂલ ચળકતાં પીળાં કે લાલ રંગનાં હોય છે. તેનાં મૂળ ઘણાં ઝેરી હોય છે. કાકમારી ઇસ્પન્દ, ચણોઠી, કરેણ વગેરે ઝેરી વનસ્પતિ છે.

**ઔષધિ**—આટલી બધી ઝેરી વનસ્પતિ છે પણ આપણે યાદ રાખવું ઘટે છે કે ઘણી તો ઉત્તમ પ્રકારની ઔષધિ છે અને અનેક રીતે ઉપયોગી હોય છે. આર્ય વૈદ્યકમાં તો વનસ્પતિ ઉપર ઘણુંજ લક્ષ આપવામાં આવેલું છે અને એનું સુંદર શાસ્ત્ર રચાયેલું છે. એમાંના આપણે થોડાંક દૃષ્ટાંત લઇશું. ઘણું ખરૂં વનસ્પતિનો ઉકાળો અથવા સત્ત્વ ઉપયોગમાં લેવાય છે. ઉકાળો બનાવવાની રીત. મૂળ, છાલ અને વનસ્પતિનાં જે અંગ લેવાનાં હોય:તેમને એક રાત પલાળી મૂકી બીજે દિવસે ઉકળતા પાણીમા થોડી મીનીટ ઉકળવા દઇ ઠંડું પાડી ગાળી લેવું.

(Cocculus condifolius)—નો ઉકાળો સંધિવા પર ઘણો ફાયદા કારક છે. એનું સત્ત્વ ૧૫ ગ્રેનના પ્રમાણમાં ત્રણ વખત સર્પ-દંશપર આપવાથી ઘણો ફાયદો થાય છે.

ઉપલસળી, ઉસબામગરબી કે ઉસબોનાં મૂળનો ઉકાળો ઘણો પૌષ્ટિક ગણાય છે, એને હિંદી સાર્સાપરિલા કહે છે.

દાડમડીનાં મૂળની છાલનું સત્ત્વ પેટમાંના કરમ મટાડે છે.

વાળો કે ખસ ઘાસનાં પાંદડાંનો ઉકાળો અજીર્ણપર ફાયદો કરે છે. અને તેનું તેલ વા પર ચોપડાય છે.

કીડામારીનાં પાંદડાંનો રસ જંતુનાશક છે અને કીડા મારી નાંખે છે. કેના (અકલબેર) ના મૂળ ચોખાના ધોણમાં મરી નાંખીને ઢોરને આફરો ચડયો હોય ત્યારે પાય છે.

કાચાં બીલાં ઝાડાપર ઘણો ફાયદો કરે છે. અને પાકાં બીલાં રેચક છે. અરીઠાનું ફળ ઝેરી જાનવરના દંશપર ચોપડાય છે અને

વાઇ આવે ત્યારે પણ અપાય છે. ભીલામાના બીજનું તેલ તરતના સંધિવા પર અકસીર ગણાય છે.

**વનસ્પતિના રંગ**—જે છોડમાંથી રંગ કાઢવાનો હોય તે છોડનાં અંગ ઓછામાં ઓછો એક કલાક ઉકાળીને ગાળી લેવાથી રંગ બને છે. લુગડાંને રંગતાં પહેલાં ધોવું જોઇએ. જે વસ્તુને રંગવી હોય તેને ફટકડી ઓગાળેલા પાણીમાં પલાળીને સૂકવી નાખવી, પછી રંગમાં પલાળીને સુકવવી. દરેક ભાગ રંગમાં બરોબર બોળાય તેની કાળજી રાખવી. ખાખરાની છાલનો ગુંદર (કમરકસ, કે ચુનીઓ ગુંદર) પાણીમાં ઓગાળવાથી ઘેરો લાલ રંગ બને છે. Mallotus philippensis ની શીંગમાંથી ખરતા ભૂકામાંથી પણ લાલ રંગ બને છે. અકલબેરનાં (કેના) બીજમાંથી જાંબુવો રંગ બને છે. Melastoma Malabathricum ના ફળમાંથી પણ લાલરંગ બને છે. Memecylon Tinctorium ના પાંદડાંમાંથી સુંદર પીળો રંગ બને છે. આલનાં મૂળમાંથી પાકો પીળો રંગ નીકળે છે. ગળીમાંથી વાદળી રંગ બને છે. મીઠા ઈંદ્રિજવનાં પાંદડાંમાંથી ભૂરો રંગ બને છે. ભીલામાના ફળના રસની સુંદર નિશાની કરવાની શાહી બને છે.

## પાંદડાં અને ફુલનો સંગ્રહ કરવાની રીત.

વનસ્પતિનો અભ્યાસ કેટલો બધો રસિક અને મોહક છે તે આટલા પરથી વીરબાળાને સમજાયા વિના નહિ રહે. જે વીરબાળાને પ્રાણિવિજ્ઞાનશાસ્ત્રીના ચંદ્રક માટે અભ્યાસ કરવાનો હોય છે તેને પાંદડાં અને ફૂલોનો સંગ્રહ કરવો પડે છે. ફૂલનો સંગ્રહ કરવો હોય ત્યારે પ્રથમ ફૂલને તે પર થોડી થોડી ધોળી રેતી નાંખી થોડો વખત રેતીમાં ઢાંકી રાખવાં. આમ કરવાથી પાંદડાંનો કુદરતી રંગ અને આકાર જળવાઇ રહે છે. પણ તે બરડ બની જાય છે

અને સંગ્રહ કરી રાખવાને જગા વધારે રોકે છે. સહેલી રીત તો ફૂલ અને પાંદડાંને દબાણ નીચે રાખીને સુકવ્યા પછી એકઠાં કરી રાખવાની છે. લેતી વખતે બે ત્રણ પાંદડાં અને ફૂલ સાથેની ડાંખળી લેવી. આમ કરવાથી ડાળી ઉપરની પાન અને ફૂલની ગોઠવણી પણ સમજી શકાય. છૂટાં ફૂલ કે પાંદડાંથી તે સમજી શકાતું નથી. ડાંખળીને બ્લોટીંગ પેપર પર પાંદડાં ને ફૂલની કરચલી ન પડી જાય એમ સંભાળીને મૂકો અને તે ઉપર સરખું વજન મૂકી રાખો. પાછળથી વજન વધારવાથી ઠીક પડે છે. એક બે અઠવાડીઆમાં ડાંખળી જોઇએ તેવી સુકાઈ જાય ત્યારે તેને જાડા ડ્રોઈંગ કાગળ કે કાર્ટીજ પેપર પર ગુંદરથી ચોંટાડી દો અને ડાંખળીને એક બે ટાંકાથી સીવી દો. પાંદડાંની નીચે તે કયાંથી લીધાં તે સ્થળ, તારીખ અને નામ નોંધી રાખો.

**હિંદનાં સામાન્ય પક્ષીઓ**—પક્ષીઓનો અભ્યાસ કરવામાં કંઇ ખરચ થતો નથી અને આનંદ વધારે થાય છે તેથી તે વધારે આકર્ષક છે. વીરબાળા એનો કાયમનો અભ્યાસ પણ કરી શકે. શહેરમાં સમડી, કાગડા, કાબર, ચકલી સિવાય બીજી બહુ ઓછી જાતનાં પક્ષી હોય છે. પણ ગામડામાં તરેહ તરેહનાં પુષ્કળ પક્ષીઓ મળી આવે છે.

ભૂચંગ પક્ષી નાનું પણ ઘણું આકર્ષક છે. એનો રંગ ઘેરો કાળો હોય છે અને પુંછડી પાંખાળી હોય છે. નાની માખીમાર ચલ્લીની પુંછડી પંખા જેવી હોય છે. તેની આંખની ઉપલી બાજુ ધોળું ધાબું હોય છે, અને તે સીટી જેવો અવાજ કરે છે. ટીટોડીના પગ લાંબા અને પીળા રંગના હોય છે. શરીરનો થોડો ભાગ કાળો અને બાકીનો ધોળો હોય છે. તે વિચિત્ર અવાજ કરતું ઉડે છે. " ટીહટ ટીહટ કરતી તી વ્રત " એવું કંઈ બોલતું હોય એમ લાગે છે.

પિલ્લાક પક્ષી સુંદર પીળા રંગનું હોય છે. તેનું માથું ચળકતા પીળા રંગનું હોય છે. અને કાળી પાંખ સૂર્યના પ્રકાશમાં ચળકતી સુંદર લાગે છે. ગાયની પાછળ કુદતી કુદતી જતી કાબર તો તમે ઘણી વખત જોઇ હશે. આખો વખત ઘોંઘાટ કરી મૂકતી, ભૂખરા રંગની, અવ્યવસ્થિત પીછાં વાળી ચકલીઓનાં ટોળાં તમે વારંવાર જોયાં હશે. તેને સાત ભાઇનું ટોળું કહે છે. બુલબુલ પક્ષીને કાળી નાની કલગી હોય છે, અને પુછડીના નીચલા ભાગમાં લાલ ધાબું હોય છે. મોહ્રાક કે કાગઋષિને લાંબી કાળી પુંછડી અને રાતી બદામી પાંખો હોય છે. સ્વિફ્ટ સવારે અને સાંજે ઝડપથી ઉડતાં દેખાય છે. તેઓ ઝાડ પર કે જમીન પર બહુ રહેતાં નથી પણ માળામાંથી આકાશમાં અને આકાશમાંથી માળામાં એમ ઉડયા કરે છે. તેમને લાંબી પહોળી પાંખ ઉડવામાં બહુ ખપ લાગે છે. બગલાંઓ જમીન પર બેઠાં હોય ત્યારે જમીન જેવા ભૂખરા રંગનાં દેખાય છે પણ ઉડે છે ત્યારે ધોળાં દેખાય છે. તે તળાવમાં અને ખેતરોમાં ઘણીવાર જોવામાં આવે છે. ઘરની છતમાંથી એકાએક ઉડી જતાં ઘુવડ પક્ષીને તમે કોઇ કોઇ વાર જોયું હશે. કબુતર તો તમે બધે જુઓ છો. નદીના ઉભા કરાડામાં કાણાં હોય છે તેમાં ઘણીક વખતે તમે મણિ જેવાં ચળકતાં, આસમાની માછીમારને ઝડપથી પેસી જતાં જોયાં હશે. એ દરમાં તેમના માળા હોય છે. તાંબર, ખંજન, પોપટ, સુંદર નાનકડું સક્કરખોર, અને લક્કડખોદ તો બધાં જાણીતાં પક્ષી છે.

**પક્ષીઓનો અભ્યાસ કરવાની રીત**—વીરબાળાને કુદરત ઉપર પ્રેમ હોય છે તેથી તે પક્ષીઓ પર પથરા ન ફેંકે, તે પકડવા યત્ન પણ ન કરે અને તેને પાંજરામાં પુરવાની તો ઇચ્છાએ ન કરે.

એક ઇંડું એટલે એક પક્ષી. તેથી પક્ષીનાં ઇંડાં એકઠાં કરવાનું પણ તેને કદી ગમે નહિ. કદાચ ઈંડાંનો સંગ્રહ કરવા ઇચ્છે તો એ

માળામાં એક ઈંડું તો જરૂર તે રહેવા દેવાની સંભાળ રાખે. પણ તેમ કરવાની પણ ભાગ્યેજ જરૂર પડે કારણ કે પક્ષીને નિહાળવાથી અને તેમના માળાનાં ચિત્રો દોરીને તેને ઓછો આનંદ મળે એમ નથી. જેને પક્ષી ઉપર પ્રેમ છે તે તો તેને ખવડાવે, માળા બાંધવાને ઝાડ પર લાકડાંની પેટીઓ બાંધે અને તેને અનેક રીતે મદદ કરીને આનંદ મેળવે. તમે પણ તે પ્રમાણે પક્ષીને મદદ કરીને આનંદ મેળવજો. એક રોજનીશી (નોંધ પોથી) રાખજો અને તેમાં પક્ષીઓ વિષે જે જે જુઓ તેની નોંધ રાખજો. દરેક પક્ષી માટે એક બે પાનાં રાખી તેમાં જુદાં જુદાં મથાળાં નીચે તેની હકીકત લખી લેજો. પક્ષીને ક્યાં અને ક્યારે પ્રથમ જોયું તે, ક્યાં ક્યાં જતું જોવામાં આવે છે તે, તેનું કદ, આકાર, પગ, ચાંચ, રંગ અને બીજી શરીર પરની નિશાનીઓ, પુંછડી, ઉડવાની રીત, માળા ક્યાં અને કેવી રીતે બાંધે છે તે, કઇ મોસમમાં ઈંડાં મૂકે છે તે, ઈંડાંનો આકાર, રંગ વગેરે. જુદાં જુદાં પક્ષીઓની ખાસીયત પણ જુદી જુદી હોય છે. તેમની ઉડવાની રીત જુદી જુદી હોય છે, માળા જુદી જુદી રીતે બાંધે છે.

ગીધ, કાગડા કે સમડીની ચાંચ જોશો તો તે અણીવાળી વાંકી વળેલી જોશો. એવી ચાંચ વડે એ શિકારી પક્ષીઓ પોતાના શિકાર સરળતાથી ખાઇ શકે. સુગરી દાણા ખાય છે. તેને જાડી ચાંચ હોય છે તે વડે તે દાણા ઠીક ફોલી શકે છે. સક્કરખોર પોતાની લાંબી વાંકી ચાંચ ફૂલમાં ઘોંચે છે અને પછી લાંબી જીભથી મધ ચૂસે છે. અંદરની ધાર કરવત જેવી હોય છે તે તમે જોશો તો જણાશે. લક્કડખોદને લાકડું કોરવા માટે કુદરતે ફરસી જેવી ચપટી અને મજબુત ચાંચ આપી છે. કાદવમાંથી કીડા ખોદી ખાવાને સારસને લાંબી ચાંચ બહુ સારી રીતે ફાવે છે.

માછીમારને ચાંચ ભાલાના મુખ જેવી અણી વાળી હોય છે. તે વડે તે ઝડપથી તરાપ મારીને માછલી પકડી લે છે.

જેમ જેમ તમે પક્ષીઓનો અભ્યાસ આગળ વધારશો તેમ તેમ તમને તેમાં અધિકને અધિક આનંદ પડશે. પણ યાદ રાખજો કે અવલોકન કરવું એટલે શાતિપૂર્વક બારીકીથી તપાસવું. અવલોકન માટે ધીરજ અને ઝીણી નજરની ખાસ જરૂર છે.

**ઝેરી સર્પ**—સર્પદંશથી દર વરસે હિંદમાં ૨૦૦૦૦ જેટલાં માણસોના જીવ જાય છે અને હિંદમાં ઘણા સર્પો રહે છે, એટલે તેમને વિષે પણ કંઇક જાણવું જોઇએ. ઘણું કરીને સાપને હુમલો કરવાની ટેવ નથી. તે સામે દોડીને કરડતો નથી. માણસથી તે તો બીએ છે, અને બનતા સુધી નાશી જાય છે. માણસ સાવધ ન રહે તેથીજ ઘણે ભાગે તે સર્પદંશનો ભોગ થઈ પડે છે. હિંદમાં જમીન પર રહેતા ઝેરી સાપની ૪૦ જાતો વસે છે. તેમના ત્રણ કે ચાર વર્ગ છે.

પહેલો વર્ગ ક્રેઈટ જાતના. એ સાપ ૪ ફૂટથી ભાગ્યેજ લાંબો થાય છે. તેની પીઠ પરનો રંગ કાળો અને બબ્બે ધોળા આડા પટા હોય છે, અને પેટની બાજુ ધોળી હોય છે. પીઠ પર મોટાં ભીંગડાં હોય છે. એ સાપ બહુ ઝેરી હોય છે. ગંગા નદીના પ્રદેશમાં એની એકજ જાત થાય છે.

બીજો વર્ગ નાગનો છે. ફેણીઓ નાગ છ એક ફૂટ લાંબો થાય થાય છે. તેને મોટી ફેણ હોય છે, અને ઉપર ચસ્મા જેવું ધાબું હોય છે. કેટલાકની ફેણ ઉપર અંડાકાર અને કેટલાકની ફેણ ઉપર લંબગોળ ધાબું હોય છે. ખરા નાગ પંદર ફૂટ જેટલા લાંબા થાય છે.

'કોરલ' નાગ ડુંગરવાળી ધરતીમાં વધારે થાય છે તે એકથી બે ફૂટ લાંબો થાય છે. તેનું માથું અને ગળાનો ભાગ કાળો હોય છે, અને પીઠ પરનો રંગ બદામી કે રતાશ પડતો અને પેટનો રંગ લાલ હોય છે.


VULTURE
SHRIKE
CROW
WEAVER-BIRD
GROSBEAK
CROSS-BILL
PIGEON
SNIPE
WOODPECKER
KINGFISHER
HORNBILL
BEE-EATER
SUN BIRD
BIRDS' BEAKS

FIG. XVI

છેલ્લો વર્ગ 'વાઇપર' નો છે. એમાંની એક જાતને નસ્કોરા અને આંખની વચમાં એક છિદ્ર હોય છે. તે નાના હોય છે, અને બહુ ઝેરી નથી હોતા. ડુંગરોમાં તે વધારે જોવામાં આવે છે. બીજી એક જાત 'બામ્બુ' નાગ કહેવાય છે. તે ચળકતા લીલા રંગનો હોય છે.

રસલ વાઇપર ગંગા નદીના દક્ષિણ પ્રદેશમાં બધે થાય છે. તે આછા બદામી રંગનો હોય છે. તેની પીઠપર ઉભાં, લાંબાં, ત્રણ ધાબાં હોય છે. માથા પર આછા કાળા ડાઘા હોય છે અને નસ્કોરા આગળ આવી V ગુલાબી રંગની નિશાની ચોકખી જણાય છે. તેમાં અણીનો ભાગ નસ્કોરા આગળ હોય છે. એ સાપની લંબાઇ પાંચેક ફૂટની હોય છે.

કરવતના દાંતા જેવાં ભીંગડાંવાળો એક નાનો સાપ થાય છે, તે પણ આ વર્ગનો ગણાય છે. તે ઉજડ રેતાળ પ્રદેશમાં વધારે થાય છે.

સાપનાં ઉપલાં જડબાંમાં ઝેરની નાની કોથળી હોય છે. જડબાં બંધ કરવાના સ્નાયુને જ્યારે સાપ જોરથી હલાવે છે ત્યારે ઝેરની કોથળી દબાય છે અને ઝેરી દાંત વાટે ઝેરનું ટીપું બહાર નીકળે છે. આવા બે ઝેરી દાંત ઉપલા જડબામાં હોય છે અને તે ઘણે ભાગે બંધ રહે છે. જ્યારે સાપ ડંખે છે ત્યારે આ દાંત ઉઘડે છે. સાપને બીજા સંખ્યાબંધ દાંત હોય છે. પણ સાપ એ દાંત વડે ખોરાક ચાવતો નથી. તે વડે તે પોતાનો શિકાર ગળી શકે છે. બધા દાંત અંદરથી વળેલા હોય છે. તેથી એક વખત તેણે કોઇ પ્રાણીને પકડયું તો પછી તેને તે છોડી દઇ શકતો નથી. ગળ્યું એટલે તો તેને પુરેપુરૂં ગળી ગયેજ છુટકો. ઘણા પ્રસંગે એકજ પ્રાણીને બે સાપ બે છેડેથી ગળવાનું શરૂ કરે છે ત્યારે પ્રાણીને ગળતાં ગળતાં એક બીજાને પણ ગળી જાય છે.

# આપણા જેવી બીજી દુનિયાઓ—ગ્રહો.

જે જે વીરબાળા કુદરતના અવલોકનમાં રસ લેતી હોય તે દરેકે તારાઓ સંબંધી થોડુંક જ્ઞાન જરૂર મેળવવું જોઇએ. આકાશમાં આપણે જે જે વસ્તુઓ જોઇએ છીએ તેના, વિદ્વાનોએ, ગ્રહો, તારાઓ ધૂમકેતુઓ, ખરતા તારાઓ નિહારિકાઓ વગેરે જુદા જુદા વર્ગો પાડયા છે. આમાંથી ગ્રહો આપણી નજીકના છે. તે બધા આપણા સૂર્યની પ્રદક્ષિણા કરે છે. આપણી પૃથ્વી પણ એજ વર્ગનો એક ગ્રહ છે.

સૂર્યને મધ્ય બિંદુ ગણીને ત્યાંથી આગળ વધીએ તો અનુક્રમે બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરૂ, શની, યુરેનસ અને નેપચ્યુન આવે છે. વળી મંગળ અને ગુરૂની વચ્ચે સંખ્યાબંધ નાના નાના ગ્રહો જેવા પદાર્થો ફરતા જણાયા છે. ઉપર ગણાવેલા ગ્રહોને તેમના કદના પ્રમાણમાં જો આપણે ગણાવીએ તો સૌથી મોટો ગુરૂ છે અને તેનાથી કદમાં ઉતરતા પ્રમાણમાં અનુક્રમે શની, નેપચ્યુન, યુરેનસ, પૃથ્વી, શુક્ર, મંગળ અને બુધ આવે. ગુરૂનો વ્યાસ તો આપણી પૃથ્વી કરતાં દસ ગણાથી પણ મોટો છે. એટલે કદમાં તે પૃથ્વી કરતાં ૧૨૦૦ ગણો છે. ઘણાખરા ગ્રહોને પાછા તેમની પ્રદક્ષિણા કરનારા નાના ઉપગ્રહો કે ચંદ્રો છે. ગુરૂના ચાર ચંદ્રો તો નાના દૂરબીનથી પણ સહેલાઇથી જોઇ શકાય. શનીને ફરતું એક તેજસ્વી ચક્ર દેખાય છે. કદાપિ સંખ્યાબંધ નાના નાના ચંદ્રો બહુજ જબરા વેગથી તેની પ્રદક્ષિણા કરતા હોય તેથી એવા તેજસ્વી કુંડાળા જેવો આકાર દેખાતો હોય એમપણ હોઇ શકે.

કેટલાક ગ્રહો ઉપરની સપાટીના અમૂક ભાગોતો મોટાં દૂરબીનો વડે ચોકક્સ જોઇ શકાય છે. મંગળના ધ્રુવ પ્રદેશો ઉપર બરફ પથરાયેલો છેએમ ચોકક્સ માલૂમ પડયું છે. વળી આખા મંગળના ગ્રહ ઉપર

ઠેર ઠેર લાંબી સીધી નહેરો ખોદેલી હોય તેવો દેખાવ જણાયો છે. બુધ અને શુક્ર પૃથ્વી કરતાં સૂર્યની વધુ પાસે હોવાથી, પૃથ્વી ઉપરથી તેમને અવલોકીએ તો તે સાંજે પૂર્વ આકાશમાં કે સવારે પશ્ચિમ આકાશમાં તો હોયજ નહિ. અર્થાત પૂર્વ આકાશમાં પરોઢીયે કે પશ્ચિમ આકાશમાં પહેલી રાત્રેજ વારા ફરતી તેઓ કદાપિ દેખાતા હોય. કોઇકવાર તો સૂર્યોદય પહેલાં સહેજ વખતે કે સૂર્યાસ્ત પછી થોડાક વખતમાં તે જરાવાર દેખા દે છે. આ કારણથીજ શુક્ર કોઇકવાર 'સવારનો .તારો' અને કોઇકવાર સાંજનો તારો થાય છે.

વળી આજ કારણને લીધે બુધ અને શુક્ર આ બે ગ્રહોને આપણા ચંદ્રની માફક ચઢતી ઉતરતી કળાઓ થાય છે. એટલે દૂરબીનમાંથી જોતાં કોઇક વાર આ ગ્રહો બીજના ચંદ્ર જેવા, કોઇકવાર સાતમના ચંદ્ર જેવા તો કોઇકવાર બારશના ચંદ્ર જેવા દેખાય છે.

શુક્ર, ગુરૂ અને મંગળ તો નરી આંખે પણ બહુજ સહેલાઇથી આકાશમાં કોઈ પણ ઓળખી કાઢે. કારણકે તે ત્રણ તો, બાકીના બધા તારાઓમાં સૌથી વધુ પ્રકાશિત, 'વ્યાધ'ના તારા કરતાં પણ વધારે ચળકતા છે. વળી ગ્રહો તો હમેશાં આકાશના પૂર્વ પશ્ચિમના વચલા પટા (જેને રાશિચક્ર કહે છે તે)માંજ હોય છે. સૂર્ય પણ આપણને આ રાશિચક્રમાં જ ફરતો લાગે છે. વળી દૂરબીનમાંથી જોતાં ગ્રહોનાં તો ગોળ ચળકતાં બિંબો સ્પષ્ટ જણાઈ આવે છે. પણ તારાઓ તો માત્ર અગ્નિના બિંદુ જેવાજ જણાઇ આવે છે. આનું કારણ એ છે કે તારાઓ સાથે સરખાવતાં ગ્રહો આપણી પૃથ્વીની ઘણાજ નજીક છે એમ કહી શકાય. અલબત ચંદ્ર તો સર્વે આકાશી પદાર્થો કરતાં આપણી પાસે છેજ. તે તો આપણાથી પૂરો ૨ાા લાખ માઇલ દૂર પણ નથી. (આકાશી પદાર્થોનાં અંતર ગણવામાં તો

લાખે પણ લેખાં નથી કરોડોનોજ હિસાબ છે. અને તેથી તેમના અંતરની ગણતરી પણ જુદીજ રીતે થાય છે. ) પ્રકાશ એક સેકન્ડમાં ૧,૮૦,૦૦૦ માઇલના વેગે જાય છે. અને તેથી તેને પૃથ્વી ઉપરથી ચંદ્રપર પહોંચતાં ભાગ્યે ૧ાા સેકન્ડ થાય. સૂર્યનું અંતર પૃથ્વીથી ૯,૩૦,૦૦,૦૦૦ માઇલ છે. ત્યાંથી પૃથ્વી ઉપર આવતાં પ્રકાશને ૮ મિનિટને આશરે વખત લાગે છે. સૌથી છેવટના ( છેટેમાં છેટેના ) ગ્રહ નેપચ્યુન પર સૂર્યના પ્રકાશને પહોંચતાં લગભગ ત્રણ કલાક થાય છે. પણ તારાઓનું અંતર તો ગ્રહોની સરખામણીમાં એટલું બધું છે, કે તેની કલ્પના આવવી પણ મુશ્કેલ છે. આપણી પાસેમાં પાસે જે તારો છે (નરતુરંગ) તે તારા ઉપરથી પ્રકાશને અહિં પહોંચતાં ચાર વર્ષથી પણ વધુ વખત મુસાફરી કરવી પડે છે.

બીજી રીતે કહીએ તો ધારો કે પ્રમાણ સહિત આકૃતિ દોરતાં સૂર્યથી પૃથ્વી જો એક ફૂટ દૂર હોય તો નેપચ્યુનને ૩૦ ફૂટ દૂર મૂકવો પડે. ત્યાંથી થોડેક દૂર આપણા સૂર્યની સત્તાની હદ પૂરી થાય. આપણા સૂર્યમંડળની સીમા ખલાસ થયા પછી ઘણો લાંબો ગાળો વચ્ચે રહે છે તેમાં શું છે તે જણાયું નથી. પણ પાસેમાં પાસેના તારાને આપણા આ પ્રમાણ સહિતના નકશામાં તેના સૂર્યથી રહેલા અંતરના હિસાબે ૫૦ માઇલ દૂર મૂકવો પડે. એટલે તેની સત્તાની હદ ૫૦ માઇલ દૂર આવે. તારાઓ બધા દૂર દૂરના સૂર્યો છે. તેમને પણ તેમના ગ્રહો હશે. એ રીતે આપણો સૂર્ય પણ એક રોજ છે. બીજા સૂર્યમંડળ વાળા તેને દૂરના એક ઝાંખા તારા જેવોજ જોતા હશે. આપણો સૂર્ય અને તેની આગળ પાછળ ફરનારા ઉપર ગણાવેલા ૮ ગ્રહો (તે દરેકના ઉપગ્રહો સહિત) મળીને એક કુટુંબ–સૂર્યમંડળ–થયું એવાં દરેક તારાનાં સૂર્યમંડળો–અસંખ્ય કુટુંબો– એક બીજાથી અગાધ છેટે એક બીજાની અસરથી તદન નિરાળાં આ સૃષ્ટિમાં વસેલાં છે. અને આ સૃષ્ટિ જેવી બીજી કેટલીએ સૃષ્ટિઓ હશે.

## તારાઓ.

ઘણાક તારાઓ તો આપણાથી એટલા બધા દૂર છે કે પ્રકાશને ત્યાંથી આપણને પહોંચતાં સેંકડો વર્ષો થાય છે. અને આકાશમાં સાદી નજરે જોતાં જોકે તારાઓ એક બીજાની પાસે પાસે દેખાય છે. છતાં વાસ્તવિક રીતે તો તે દરેકની વચ્ચે અગાધ અંતર છે. આ બધા તારાઓ દરેક સેકન્ડે ઘણા માઇલના વેગથી જોસંબંધ અવકાશમાં ધસ્યા જાય છે. પણ તે એટલા બધા અકલ્પ્ય અંતરે છે કે પૃથ્વીથી તેમને નિરખતાં તેમની સ્થિતિમાં તેમની ગતિને લીધે કશો ફેરફાર થતો જણાયજ નહિ, અને તેથી તેમને 'સ્થિરતારા' કહેવામાં આવે છે. તેમાંના ઘણા ખરા તો આપણા સૂર્ય કરતાં હજારો ઘણા મોટા છે. પણ તેથી અલબત એમ સમજવું નહિ કે બહુ પ્રકાશિત તારો હોય તે બહુ મોટો હશે. મોટો તારો ઘણો દૂર હોયતો ઝાંખો દેખાય અને નાનો તારો (આપણો સૂર્ય) પાસે હોય તો ઘણો પ્રકાશિત દેખાય.

જે પ્રમાણે તારાઓ આપણને તેજસ્વી દેખાય છે તે પ્રમાણે તેમના વધતા ઓછા તેજના હિસાબે તેમના વર્ગ પાડવામાં આવે છે. પહેલા વર્ગમાં ફક્ત ૨૦ તારાઓ ( ઘણાજ પ્રકાશિત ) ને ગણ્યા છે. આપણે નરી આંખે ફક્ત પહેલાથી છઠ્ઠા વર્ગના તારા સુધીના ૭૦૦૦ તારાને જોઇ શકીએ છીએ. પણ દૂરબીનથી તેથી પણ ઉતરતા ઘણા નીચા વર્ગના કરોડો તારાઓ જોઇ શકાય છે.

## તારામંડળો રાશિઓ અને નક્ષત્રો.

અભ્યાસની સરળતાને માટે તારાઓના સમૂહો પાડીને તારામંડળો કલ્પવામાં આવ્યા છે. અગત્યના ઘણાં ખરાં તારામંડળો

FIG. XVIII




SKY AT LAT. 20 ON DEC. 1 AT 9-15 P.M.

અને નક્ષત્રો ઓળખવામાં તારાના નકશાઓ, વીરબાળાઓને મદદ રૂપ થઇ પડશે. કેટલાંક તો કદી પણ ભૂલાયજ નહિ એવાં છે. રાશિમંડળોમાંની સારી રીતે દેખાય તેવી રાશિઓની પહેલી વાત કરીએ. વૃષભ (વરખ) રાશિમાં પહેલા વર્ગનો પ્રકાશિત રોહિણીનો તારો તથા આશ્ચર્યજનક કૃતિકાનું ઝુમખું સમાઇ જાય છે. મિથુનમાંના બે લગભગ સરખા પ્રકાશવાળા તારા પુષ્ય નક્ષત્ર સાથે સાથેજ છે: દૂરબીનથી જોતાં પહેલામાં ખરેખર બે તારા અને બીજામાં ત્રણ

તારા મળેલા દેખાય છે. સિંહનો મુખ્ય તારો મઘા, કન્યાનો મુખ્ય તારો ચિત્રા અને વૃશ્ચિકનો મુખ્ય તારો જ્યેષ્ઠા એ દરેક પણ પહેલા વર્ગના તારા છે.

FIG. XVII




SKY AT LAT. AT 20 ON JUNE 1 AT 9.15 P.M.
BRIGHTEST STARS SHOWN THUS ✱.

ઉત્તર તરફનાં તારામંડળોમાં સપ્તર્ષિના સાત પ્રકાશિત તારા તો દરેકને સારી રીતે જાણીતા હોવાજ જોઇએ. તેમાંના પહેલા એ દર્શક તારાની સીધી લીટીમાં ધ્રુવનો તારો આવે છે. વળી પ્રથમ

હૃદય પણ ઘણો પ્રકાશિત છે. સૂર્યમંડળમાંનો અભિજિત તો ઉત્તર આકાશમાં સૌથી ચળકતો તારો છે એટલે ઝટ ઓળખાય. સ્વાતિ અને શ્રવણ પણ પહેલાજ વર્ગના તારાઓ છે.

શર્મિષ્ઠા નામનું તારામંડળ પાંચ તારાઓનું બનેલું છે અને તે તારાઓ કાંઇક પહોળા ઇંગ્રેજી Wના આકારમાં ગોઠવાયેલા છે. શર્મિષ્ઠા અને સપ્તર્ષિ ધ્રુવના તારાની સામ સામી બાજુએ છે. યયાતિના મંડળમાં એક એવો અદ્દભુત તારો છે કે જેનું તેજ ત્રણ દિવસ સુધી બદલાયા કરે છે.

દક્ષિણના તારાઓમાં સૌથી તુરત નજરે આવે તેવું તો મૃગશીર્ષ નક્ષત્ર છે. તે લગભગ માથા ઉપરથી સહજ દક્ષિણે થઇને પસાર થાય છે. તેના એક સરખા તેજસ્વી, એક સરખા અંતરે પાસે પાસે આવેલા ત્રણ તારા છે. તેની નીચે ત્રણ ઝીણા તારા તીર રૂપે નજરે આવે છે. તેના ઇશાન અને નૈર્ઋત્ય ખૂણે બે બહુજ પ્રકાશિન તારા છે. પહેલો આર્દ્રા છે. આખા આકાશમાં સૌથી પ્રકાશિત તારો તો વ્યાધ છે. તેનાથી થોડે દૂર પુનર્વસુ છે. દક્ષિણ તરફની દૃષ્ટિમર્યાદા આગળ પણ ચાર સુંદર તારામંડળો છે. અગસ્ત્ય, નરતુરંગ, યમુના અને સ્વસ્તિક. આ દરેકના તારાઓ પહેલા વર્ગના છે. સ્વસ્તિકના ચાર તારા બહુજ સુંદર આકારે ગોઠવાયા છે, અને હંમેશાં દક્ષિણ ધ્રુવની જગા દર્શાવે છે.

મૃગશીર્ષના ત્રણમાંનો સૌથી ઉત્તરનો તારો ઉગતી વખતે બરોબર પૂર્વ અને આથમતી વખતે બરોબર પશ્ચિમ દિશા દર્શાવે છે. વ્યાધ, પુનર્વસુ તથા આર્દ્રા બરોબર સમબાજુ ત્રિકોણાકારે છે, અને સ્વાતિ, ચિત્રા અને સિંહ રાશિમાંનો ઉત્તરાફાલ્ગુનીનો તારો પણ સમબાજુ ત્રિકોણ કરે છે. મૃગશીર્ષની નૈર્ઋત્યનો પ્રકાશિત તારો, પુનર્વસુ, મઘા ઉત્તરા ફાલ્ગુની અને સ્વાતિ બધા લગભગ એક સીધી લીટીમાં છે.

૧૧૬

## દિશા અને વખત.

**અગત્ય**—જેમને શહેરોમાં રહેવાનું હોય છે તેમને હોકાયંત્રથી દિશાઓ શોધવાની અગત્ય નહિ સમજાય. તેઓ તો પાકા રસ્તાઓ ઉપર ચાલ્યા જાય છે અને ઉત્તર દક્ષિણ દિશાની જગાએ 'જમણે હાથે' અને 'ડાબે હાથે' એ શબ્દોનો પ્રયોગ વધારે કરે છે. પણ વીરબાળાને તો ખુલ્લો પ્રદેશ વધુ પસંદ હોય છે. તેની જગાઓમાં રસ્તા કે મકાનો ભાગ્યેજ હોય. તેથી ખરી દિશા શોધી કહાડવાનું તેને માટે તો ઘણુંજ અગત્યનું છે. દરિયામાં રસ્તા હોતા નથી. તેથીજ વહાણવટીઓને હોકાયંત્રની દિશાઓ સાથે ઘાડો સંબંધ હોય છે. અનુભવથી માલુમ પડયું છે કે જે માણસ જંગલમાં રસ્તો ભૂલે છે તેની વૃત્તિ અજાણતાં સહજ જમણી બાજુએ વળતાં વળતાં સાધારણ રીતે વર્તુળમાં ગોળ ફરવાની થાય છે. પણ આવા સંજોગોમાં વીરબાળા તો કંઈ પણ નિશ્ચિત હેતુ વગર આંમ ભટકે જ નહિ. તે તો કઇ દિશામાં જવું છે તે ચોક્કસ કરે અને તે બાજુએ ફરીને તે તરફ જવા માંડે અને વારંવાર પોતાની દિશા ખરી છે તેની ખાતરી કરતી જાય. આટલા માટેજ હોકાયંત્રથી દિશા શોધવાનું પહેલા વર્ગની વીરબાળા માટે ફરજીઆત છે.

**હોકાયંત્ર**—ઉત્તર દિશા શોધી કહાડવાનું સૌથી સરસ સાધન હોકાયંત્રજ છે. તેની લોહચુંબકવાળી સોયનો કાંટો હમેશાં ઉત્તર દિશાજ દર્શાવે છે. વળી ઉત્તર દિશા ઉપરાંત તેના ચક્ર ઉપર બીજાં પણ ઘણાં બિંદુઓ ઉપર દિશાનાં નિશાન હોય છે. ચાર મુખ્ય ઉત્તર, પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ છે. આ બિંદુઓની અનુક્રમે વચ્ચે ઈશાન, અગ્નિ, નૈઋત્ય અને વાયવ્ય ખૂણા હોય છે. વળી ઉત્તર અને ઇશાનની વચ્ચેના બિંદુનું નિશાન બતાવેલું હોય છે તે મુજબ ઈશાન અને પૂર્વની વચ્ચે હોય છે. આ રીતે ત્રણ

અક્ષરોથી આઠ બિંદુ બતાવેલાં હોય છે. એ રીતે કુલ આ આખા વર્તુળના સોળ સરખા ભાગ પાડી તેમના ઉપર બિંદુઓ ટાંકી સોળ નાની મોટી દિશાઓ અને ખૂણાઓ બતાવેલા હોય છે. આ સોળ બિંદુઓની વચ્ચે વળી બીજાં સોળ બિંદુ મૂકીને કુલ બત્રીસ દિશા અને ખૂણા બતાવી શકાય.




[ હોકાયંત્ર ]

હવે સાચી ઉત્તર દિશા તો પૃથ્વીની ધરીનો એક છેડો ઉત્તર ધ્રુવ છે. પણ હોકાયંત્રની સોયનો કાંટો તો આ ઉત્તર નહિ પણ બીજી ઉત્તર દિશા દર્શાવે છે. ચુંબક–ઉત્તર જે તરફ આ કાંટો રહે છે તે એવી જગા છે કે જ્યાં જો હોકાયંત્ર લઇ જવામાં આવે તો તેનો કાંટો સીધો ઉભો કાટખૂણે લટકતો રહે અને જમીનને સમાંતર સપાટીમાં ફરવાની તેનામાં મુદ્દલ શક્તિજ રહે નહિ.

ચુંબક–ઉત્તર અને સાચી ઉત્તરની વચ્ચેનું ખૂણા માપે અંતર તે ચુંબક–ફેરફાર કહેવાય છે. અને તે ચુંબક–ફેરફાર જુદી જુદી

જગાએ જુદો જુદો હોય છે. સદ્દભાગ્યે આપણા હિંદુસ્તાનમાં આ ફેરફાર નહિ જેવો છે અને તેથી હોકાયંત્રથી લગભગ સાચી ઉત્તર દિશાજ આવે છે.

## હોકાયંત્ર વગર ઉત્તર શોધી કહાડવાની રીત.

(૧) **સૂર્યથી**—હોકાયંત્ર ન હોય તો પછી આપણે બીજાં સાધનોથી ઉત્તર શોધી કહાડવી પડે છે. દિવસના ભાગમાં સૂર્ય હોય છે. કાચે અડસટ્ટે સૂર્ય પૂર્વમાં ઉગે છે અને પશ્ચિમમાં આથમે છે એમ આપણે કહીએ છીએ. પણ વર્ષના અમુક સમયે અને કેટલીક જગાએ કોઇકવાર બરોબર પૂર્વ કે પશ્ચિમ દિશાથી થોડો ઉત્તરે કે દક્ષિણે ઉગે આથમે છે. દાખલા તરીકે ઉત્તર હિંદુસ્તાનમાં ડીસેમ્બર માસમાં તે અગ્નિ ખૂણામાં ઉગે છે અને નૈઋર્ત્ય ખૂણામાં આથમે છે અને આ ખરી પૂર્વ પશ્ચિમથી દક્ષિણ તરફનું સૂર્યનું નમવું જેમ જેમ વિષુવવૃત્તથી ઉત્તર તરફ જતા જઇએ તેમ તેમ વધતું જાય છે. માટે ઉત્તર શોધી કહાડવાની નીચે મુજબની રીતો કામમાં આવશે.

(**अ**) તમારી પાસે ઘડીઆળ હોય તો કલાકનો કાંટો બરોબર સૂર્ય તરફ ગોઠવો પછી બારનો આંકડો અને તે કાંટા વચ્ચેના ખૂણાને દુભાગો એટલે તે દુભાગનારી લાટી સાચી ઉત્તર દિશા બતાવશે. તે લીટી બરોબર ઉત્તર દક્ષિણ થશે.

(**ब**) બપોર ( સૂર્ય માથાપર આવે તે વખત )ની થોડો વખત પહેલાં એક લાકડી જમીનમાં સીધી દાટો. પછી તેનો પડછાયો પડતો હોય તેમાંથી તેના ટુંકામાં ટુંકા પડછાયાની લીટી દોરો. તે લીટી ખરી ઉત્તર દક્ષિણ દિશા થશે.

(૨) **ચંદ્રથી**—રાત્રે ચંદ્ર હોય છે તે પણ સૂર્યની માફક પૂર્વમાં ઉગી પશ્ચિમમાં આથમે છે. પણ ચંદ્ર કાંઇ હમેશાં જ દેખાતો નથી.

તેમજ હમેશાં એકજ વખતે ઉગતો નથી. પણ અજવાળીઆમાં ચંદ્રનો પ્રકાશિત ભાગ પશ્ચિમતરફ અને અંધારીઆમાં પ્રકાશિત ભાગ પૂર્વ તરફ હોય છે. એથી દિશા જાણવામાં કાંઇક મદદ મળે. વળી સૂર્ય ચંદ્ર બંને પૂર્વથી પશ્ચિમમાં જાય છે અને ૭ કલાકમાં એક કાટખૂણો (૯૦ અંશ) જેટલું ચાલતા દેખાય છે. તેથી આ બેમાં ગમે તેનું જો થોડો વખત અવલોકન કરીએ તો તેની ચાલ ઉપરથી પૂર્વ કઇ અને પશ્ચિમ કઇ તે સહેલાઇથી નક્કી કરી શકીએ.

(૩) **તારાઓથી**. તારાઓ ઉત્તર દિશા શોધી કાઢવા માટે ઘણુંજ ચોકકસ સાધન છે. ધ્રુવનો તારો લગભગ ઉત્તર દિશાએ છે. કારણ ખરી ઉત્તરથી ફકત ૧।। અંશનું તેનું અંતર છે. તે તારો આપણને હમેશને માટે એકજ જગ્યાએ જણાય છે, એટલે તેની કશી ગતિ જણાતી નથી; અને તેથી આપણે તેને અચળ તારો કહીએ છીએ. તે જે જગ્યાએથી જોતા હોઇએ તે જગાના અક્ષાંશ જેટલો ઉત્તર ક્ષિતિજથી ઉંચો હમેશાં નજરે પડે છે.

ધ્રુવનો તારો શોધી કહાડવો ઘણોજ સહેલો છે. સપ્તાર્ષના મંડળના પહેલા બે તારા (દર્શકતારા) ની બરોબર સીધી લીટીમાં ધ્રુવનો તારો આવેલો છે. બે દર્શકતારા વચ્ચે ૫" નું અંતર છે અને તેમાંના ધ્રુવના તરફના તારા અને ધ્રુવના તારાનું અંતર ૨૯" નું (લગભગ ⅓ કાટ ખૂણા જેટલું) છે. આ પ્રમાણ બીજા આકાશી તારાઓના માપ માટે ઘણું ઉપયોગી થઇ પડશે.

આ સિવાય ધ્રુવનો તારો શોધી કહાડવાની બીજી પણ રીતો છે. શર્મિષ્ઠાનું તારામંડળ અને સપ્તર્ષિમંડળ ધ્રુવના તારાની બરોબર સામસામી બાજુએ આવેલાં છે. એટલે કોઇ પણ રાત્રિએ એ બેમાંથી એક તો ઉત્તર આકાશમાં દેખાયજ. અને તેથી શર્મિષ્ઠા ઉપરથી પણ ધ્રુવનો તારો શોધી કાઢી શકાય.

મૃગશીર્ષ નક્ષત્રની વચ્ચેના તારાથી બ્રહ્મહૃદયને જોડનારી લીટી પણ લંબાવતાં લગભગ ધ્રુવ ઉપર આવે. તેમજ પૂર્વા ભાદ્રપદના બે તારા જોડનારી લીટી પણ લગભગ ઉત્તર દિશાજ બતાવે છે. વળી બે તેજસ્વી તારા, બ્રહ્મહૃદય અને અભિજિતની બરાબર વચ્ચેજ ધ્રુવનો તારો છે. દક્ષિણ હિંદમાં દક્ષિણ ક્ષિતિજ નજીક દેખાતું સ્વસ્તિક મંડળ દક્ષિણ દિશા શોધી કાઢવામાં ઉપયોગી થઇ પડે તેમ છે. આ ઉપરાંત આટલું પણ યાદ રાખવું જરૂરનું છે કે મૃગશીર્ષ નક્ષત્ર બરાબર પૂર્વમાં ઉગે છે અને પશ્ચિમમાં જ આથમે છે.

**બીજી રીતો.** બીજી પણ થોડીક રીતો છે કે જેથી ઉત્તર દિશાની ખબર પડે. જો ક્રિશ્ચ્યીઅન દેવળ પાસે હોય તો તેનું દ્વાર કઇ બાજુએ છે તે તપાસો. દ્વાર હમેશાં પશ્ચિમ તરફ હોય છે અને ગોખ પૂર્વ બાજુએ હોય છે. મસ્જીદ હોય તો તેનો નિમાઝ પઢતી વખતે સન્મુખ ઉભા રહેવા માટે નક્કી કરેલો પવિત્ર ગોખ પશ્ચિમ દિશાએ હોય છે.

## ઘડીયાળ વિના વખત જાણવાની રીત.

જેવી રીતે વીરબાળાએ ઉત્તર દિશા જાણવી જરૂરની છે તેવી જ રીતે તેને ખરો વખત જાણવાની પણ ઘણીજ જરૂર છે. દિવસના ભાગમાં સૂર્ય ઉપરથી વખત નક્કી કરી શકાય. પણ ધ્યાનમા રાખવું જોઇએ કે વર્ષમાં ફક્ત બે દિવસજ દહાડો અને રાત સરખાં હોય છે. ઉનાળામાં દિવસ લાંબા હોય છે. કર્ક સંક્રાંતિ વખતે (૨૨મી જુન) દિવસ ૧૩ કલાક કરતાં પણ મોટો હોય છે. તેથી ઉલટું શિયાળામાં મકર સંક્રાંતિ (૨૨મી ડીસેમ્બર) વખતે સૂર્ય દક્ષિણ ક્ષિતિજથી ૪૩" થી વધુ ઉંચે આવતોજ નથી. આ બાબતો યાદ રાખી હોય તો થોડાક મહાવરાથી સૂર્યની ગતિ અને સ્થિતિ ઉપરથી લગભગ ખરો વખત બહુજ સહેલાઇથી કહી શકાય.

**છાયાયંત્ર**—સાદું કામ ચલાઉ છાયાયંત્ર બનાવવાની રીત આ મુજબ છેઃ પાતળા લાકડાના પાટીયામાંથી ૭ ઇન્ચ ત્રિજ્યાનો એક ગોળ કાપી કાઢો. પરીધના ૨૪ સરખા ભાગ કરો. અને તે ભાગ ઉપર ૧થી ૧૨ સૂધી બે વાર (ઘડીયાળની માફક) અંક લખો. ગોળના મધ્યબિંદુમાંથી એક દર્શક પટ્ટી પાટીયાને ઉભી બરોબર કાટખૂણે બેસાડો. હવે કોઇક સગવડ ભરી જગાએ આ યંત્ર મૂકો અને પટી એવી રીતે ગોઠવો કે સપાટી સાથે તે જગાના અક્ષાંશ જેવડો ખૂણો કરે (રાત્રે ધ્રુવના તારા તરફ તે પટ્ટીને બરોબર ગોઠવીએ તો આ ગોઠવણ લગભગ થઇ જાય.) પાટીયું અને દર્શક પટ્ટી એવી રીતે ગોઠવવી કે બેમાંનો એક બારનો અંક અને પટ્ટી બંને બરોબર ઉત્તર તરફ હોય. આ પ્રમાણે બરોબર ગોઠવણ કર્યા પછી આ પટ્ટીનો પડછાયો લગભગ સ્થાનિક વખત દર્શાવશે.

**તારાઓની મદદથી વખત જાણવાની રીત.** તારાઓ રાતના વખત માટેનાં આપણા સરસ ઘડિયાળો છે એમ કહીએ તો ખોટું નથી. બધા તારા પૂર્વમાંથી પશ્ચિમ તરફ જતા દેખાય છે, અને આખું ચક્ર પૂરૂં કરવામાં ૨૪ કલાકનો વખત લે છે. એટલે એક કાટખૂણા જેટલું જવાને તેમને ૭ કલાક થાય. પણ દરેક તારો પોતાની અસલ જગાએ દરરોજ ચાર ચાર મિનિટ વહેલો આવતો આવતો જાય છે, એટલે દરેક માસે બે કલાક વહેલો તેજ જગાએ આવે. હવે બીજી બાબત જે જરૂરની છે તે એ છે કે અમુક પ્રકાશિત પહેલા વર્ગના તારા અમુક જગાએ કયે દિવસે કયે વખતે આવે છે તેનું ચોકકસ જ્ઞાન મેળવી રાખવું.

**વ્યાધ.** જે સૌથી પ્રકાશિત તારો છે તે તા. ૧ લી જાન્યુઆરીએ મધ્ય રાત્રિએ યામ્યોત્તર થાય. (ઉત્તર દક્ષિણ મધ્ય રેષાપર આવે) હવે ધારો કે ૧૦ મી એપ્રિલે આ વ્યાધનો તારો મધ્ય રેષાથી ૪૦" પશ્ચિમે હોય તો વખત કેટલો થયો હશે તે કાઢવું છે.

૧ લી જાન્યુઆરીએ (સ્થાનિક વખત) ૧૨ વાગે માટે ૧ લી ફેબ્રુઆરીએ દસ વાગે, ૧ લી માર્ચે આઠ વાગે અને ૧ લી એપ્રિલે ૬ વાગે માથે મધ્ય રેષા ઉપર આવે. માટે ૧૦ મી એપ્રિલે ૯×૪=૩૬ મિનિટ વહેલો એટલે ૫-૨૪ માથે આવે. હવે ૪૦ અંશ પશ્ચિમ તરફ જવા માટે તેને ૧૬૦ મિનિટ વધુ થાય એટલે ઉપર કહેલા સમયનો વખત રાતના ૮-૪ થયો.

બીજા તારાઓથી પણ આજ પ્રમાણે ગણતરી કરી શકાય. સપ્તર્ષિમંડળનો ત્રીજો તારો માર્ચની ૨૧ મીએ મધ્યરાત્રે બરોબર ધ્રુવના તારાની ઉપર આવે છે. શ્રવણનો તારો ૧૫ મી જુલાઇએ અને પુનર્વસુનો તારો તા. ૧૫ મી જાન્યુઆરીએ મધ્ય રાત્રે માથે આવે છે. આટલા જ્ઞાનથી કોઇપણ વાદળ વિનાની ચાંદનીની રાતે લગભગ ચોકકસ વખત કહી શકાય.

## પથારી બનાવવા અને ઉપાડી લેવા વિષે.

વીરબાળા રિવાજ મુજબ ભોંય ઉપર સૂએ છે; પણ તેને પથારી બનાવતાં અને ઉપાડી લેતાં ખાસ આવડવું જોઇએ, કારણકે માંદા માણસની સારવાર ઘણે ભાગે પથારીમાંજ થાય છે.

## પથારી યોગ્ય રીતે કરવા અને ઉપાડી લેવા બાબત.

૧. સૂનાર ઉઠે કે તરતજ પથારી ઉપાડી લેવી જોઇએ. તે પથારીને ખૂબ હવામાં વા ખાતી અને બની શકે તો તડકામાં રાખવાની ખાસ જરૂર છે.

૨. દરરોજ ગોદડું ખંખેરવું અને ફેરવવું અને ઓછામાં ઓછું અઠવાડીઆમાં એકવાર તેને હવામાં ખૂબ ખંખેરી તડકો ખવડાવવો. તેની બાજુ બદલવી નહિ પણ તેને માથાથી પગ તરફ ફેરવવું.

૩ હમેશાં બે ચાદરો ઉપયોગમાં લેવી.

૧. પહેલી ચાદર ગોદડા ઉપર પાથરવી અને ખાસ કરીને માથા આગળ ગોદડા નીચે તેને સંભાળથી વાળી દેવી. તેની પહોળી ઝૂલવાળા ભાગ ઉપર એક ખુણામાં નામ લખવું અને તે ભાગને માથા તરફ રાખવો. સાંકડી ઝૂલવાળો છેડો પગ આગળ રાખવો.

૨. બીજી ચાદર પગ તરફ બરોબર વાળી દેવી કે જેથી રાતમાં તે ખસી જઇ દરદીને ઉંઘમાં ખેલલ કરે નહિ. આ ચાદરની અવળી બાજુ ઉપર રહેવી જોઇએ અને તેની પહોળી કિનાર ઉપર નિશાની કરી તેને માથા તરફ રાખવી. જ્યાં સુધી તેના ઉપર કામળ કે બનુસ પથરાય નહિ ત્યાં સુધી તેને વાળી દેવી નહિ. એ રીતે આ ચાદરની સોડ ઘાલવી.

૩. સૌથી નાનું બનુસ પહેલું પાથરવું અને સૌથી મોટું સૌની ઉપર પાથરવું, જેથી કરીને બીજાં બનુસો તેનાથી ઢંકાઇ જાય. હવે પછી ઉપલી ચાદરને મથાળેથી બનુસો સાથે તે ઉપર આવે તેમ વાળી દેવી. પછી ઓસીકું મૂકવું. જો બનુસો બહુ જાડાં ન હોય તો તેમને બાજુ ઉપર વાળી દેવાં અને ચોપડીના પુંઠાના ખૂણા વાળીએ છીએ તેમ તેમના ખૂણા વાળી દેવા.

૪. જો બનુસોની ઉપર ચાદર ( પલંગ પોશ ) વાપરવી હોય તો તે ધોઇ શકાય એવા કપડાની અને આખી પથારી ઉપર ફરી વળે એવડી મોટી હોવી જોઇએ, અને તેને રાત્રે સ્વચ્છતાથી ઘડી વાળી બાજુએ મૂકવી જોઇએ. બનુસો વગેરેમાં ધુળ ન ભરાય એટલા માટે આવી ચાદર ઉપયોગી છે.

૫. આખી પથારીને વારંવાર હવા અને તડકો ખવડાવવાં. બનુસોને બે ત્રણ મહીને એકવાર ધોવડાવવાં, અને ગરમ ઋતુમાં તેમાં કંસારી નાશક ગોળીઓ ( નેપ્થેલાઇન બૉલ્સ અથવા જેને ડામરની ગોળીઓ કહે છે તે ) અથવા લીંમડાનાં તાજાં પાંદડાં મૂકી તેમને

યોગ્ય જગાએ મૂકી દેવાં. દર આંતરે દહાડે બન્ને ચાદરોને ન બદલી શકાય તો નીચલી તો બદલવીજ. પછી નીચલીની જગાએ ઉપલી આથરવી અને ઉપલીની જગાએ ધોએલી વાપરવી.

૬. જો ખાટલો લાકડાનો હોય તો તેમાં માકણ વગેરે જંતુઓ ન ભરાય એટલા માટે તેને તેલ પાણી અગર વારનીશ વગેરે વખતો વખત લગાડવાં જોઇએ.
જંતુઓનો નાશ કરવા માટે ટર્પેન્ટાઇન અને સાબુના પાણીનું મિશ્રણ સારૂં અને સસ્તું છે.

૭. ચાદરો અને ઓસીકાનાં ખોળીઆં જ્યારે ધોવાઇને આવે ત્યારે તેમને વાપરતાં પહેલાં હવા ખાતાં અને તડકે નાંખવાં જોઇએ. જો વર્ષા ઋતુમાં ઘણા વખત સુધી પથારીને વાપરી ન હોય તો ગોદડાં અને ચાદરોને તડકામાં અથવા દેવતા આગળ રાખવાં જોઇએ. અથવા તો ગરમ પાણીની શીશીઓ કે ગરમ ઇંટોથી તેમને તપાવવાં જોઇએ.

૮. પથારીમાં શેતરંજી કે સાદડીનો ઉપયોગ કર્યો હોય તો તેમની ઘડી વાળતા પહેલાં બનતા સુધી તેમને તડકો ખવડાવવો જોઇએ. આકરો તડકો જંતુનાશક અને ઉત્તમ શુદ્ધિકારક છે, તેથી પથારીને સ્વચ્છ અને તાજી રાખવામાં તડકાનો ઉપયોગ કરવામાં બેદરકાર થવું નહિ.

## કસરત.

કસરતના નંબરો અને તે દરેકનો હેતુ જાણવો જોઇએ. કસરત કરાવતી વખતે નીચેની બાબતો ધ્યાનમાં રાખવીઃ—

૧. કસરત કરતાં મઝા લાગે અને આનંદની લાગણી થાય ત્યારેજ કસરત વધારે ફાયદા કારક નીવડે.

૨. બને ત્યાંસુધી બહાર ખુલ્લી હવામાં અથવા તો જ્યાં તાજી હવા છૂટથી આવી શકે ત્યાં કસરત કરાવવી. કસરત વખતે ગાઇડો હંમેશાં નાક વાટે ઉંડો શ્વાસ લે અને મોં વાટે મૂકે એ તરફ લક્ષ રાખવું.

૩. કસરત કરાવવા પહેલાં કમ્મરપર સાડીઓ બહુ તંગ પહેરી છે કે કેમ તે જોવું. તંગ નાડી બાંધીને કસરત કરવી નુકસાન કારક છે.

૪. કસરતનો કોઇપણ નંબર જોઇએ એ કરતાં વધારે વખત કરાવવો નહિ. અમુક કસરત શા માટે કરવામાં આવે છે અને એથી શરીરનો કયો ભાગ કેળવાશે એ કસરત કરાવનારે ચોકકસ જાણવું જોઇએ. જે કસરતમાં ધડ ડાબે જમણે ફેરવવાનું કે વાળવાનું હોય છે અથવા ડાબો જમણો પગ ઉપાડવાનું હોય છે તેમાં યાદ રાખવું કે જો ચાર વખત ધડ ડાબી બાજુએ ફેરવાવામાં આવે તો તેટલીજવાર જમણી બાજુએ પણ ફેરવાવવું.

૫. જરૂર લાગે તો કસરત માતૃભાષામાં સમજાવવી અને હુકમ અંગ્રેજીમાં આપવો.

નીચેના નમુનેદાર કસરતક્રમ પરથી જોશો કે શરીરના બધા ભાગને માટેની કસરતો એમાં આવી જાય છે. શરૂઆતમાં વર્ગની ગોઠવણ કરવી. ગોઠવણ સાદી રીતે કરી શકાય.

કંપની મારી સામે એક હાર—બનાવો. (ફોલ ઇન)
આગળ અંતર—લો. (પ્લેસ)
એક, બે, ત્રણ એમ નંબર—લો. (નંબર)
એક નંબર બે પગલાં ડાબે
બે નંબર જગાએ ઉભાં રહે } લો. ૧, ૨, ૩, ૪ (માર્ચ)
ત્રણ નંબર બે પગલાં જમણે

શારીરિક કેળવણી વખતે "તૈયાર" એ હુકમ અગત્યનો છે.

કારણ કે એ હુકમથી કંપની કોઇ પણ સ્થિતિમાંથી "તૈયાર" સ્થિતિમાં આવી જશે.

"તૈયાર" એ હુકમ આપતાં તેઓ ખરી સ્થિતિમાં ઉભાં રહે એ ઘણું જરૂરનું છે. એટલે એડી સાથે, પગ આગળથી સહેજ છૂટા, ઘુંટણ સીધાં અને સાથે, બરડો ટટાર, ખભાં ઢીલાં અને સહેજ પાછળથી ખેંચાએલાં. માથું સીધું, ગરદન સીધી, હાથ બાજુએ લટકતા, અક્કડ નહિ, આંગળીઓ સીધી શરીરનું વજન પગની પાની પર હોય એડી પર નહિ.

હુકમના બે ભાગ હોય છે:-

સમજુતિ દર્શક—હિલચાલ સમજાવનારો.

ક્રિયા દર્શક—હુકમનો શબ્દ જેથી કરવાની ક્રિયા સમજાય છે.

**સમજુતી.** **હુકમ.**

**કમાનની.** પગ છૂટા, માથું પાછળ દબાવવું.

કૂદીને પગ છૂટા.
અને હાથ ઉપર—વાળો.
માથું પાછળ—દબાવો.
સીધા—થાઓ.

**સૂચના**—હડપચી અને કેડનો ભાગ આગળ પડતો ન હોય.

**ઉપયોગ**—કરોડ અને છાતીના ઉપલા ભાગ માટે.

પગ છૂટા, હાથ કમ્મરપર, ધડ આગળ અને નીચે વાળવું.

પગ કૂદીને છૂટા અને હાથ
કમ્મર પર—મૂકો.
ધડ આગળ અને નીચે—વાળો
સીધા—થાઓ.

**સૂચના.**—ઘુંટણુ સીધાં રહે અને
હડપચી અંદર રાખો. માથું સીધું રાખો.

**ઉપયોગઃ**—પીઠના બધા સ્નાયુઓ માટે.

## ( ખેંચવાના સ્નાયુની ) હાથની.

પગ છૂટા હાથ આગળ,
ઉપર, બાજુએ નીચે
લાંબા કરવા.

કૂદીને પગ છૂટા
અને હાથ ઉપર--વાળો,
હાથ આગળ, ઉપર, બાજુએ,
અને નીચે લાંબા—કરો.
૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮.

**સૂચના**—હડપચી અંદર રાખો. માથુ સીધું અને કમ્મર અંદર રાખો. હાથ વાળવાની સ્થિતિ દરેક વખતે ખરી હોય એ જોવું, એટલે કોણી બાજુની સાથે રાખવી અને કાંડા સામે નહિ પણ બાજુએ દેખાય.

**ઉપયોગ**-હાથ અને ખભાં માટે
અને છાતીના સ્નાયુઓ.
કરવા માટે.

**સમતોલની.** એડી ઉંચી કરી ઘુંટણુ વાળવાં.

હાથ કમ્મર પર—મૂકો.
એડી ઉંચી—કરો.
ઘુંટણુ—વાળો.
સીધા—થાઓ.
એડી—નીચે.

ચાર ગણીને કહો ૧, ૨, ૩, ૪.

**સુચના.**—માથું સીધું, હડપચી અંદર પીઠ સીધી અને ટટાર, શરીર સ્થિર રાખવું. ડગમગાવવું નહિ. હાથ મજબુતીથી કેડના હાડકાને પકડે. સ્થિર પદાર્થ સામે નજર જોડો. હથેલી કેડના હાડકાપર ગોઠવાએલી હોય અને આંગળીઓ ઉપર પડતી, અંગુઠો પાછળ હોય.

**ખભાની બાજુની** } પગ છૂટા, ધડ ડાબે (પાસાની) જમણે ફેરવવું, હાથ બાજુએ લાંબા કરાવવા.

કૂદીને પગ છૂટા.
અને હાથ આગળ.
ધડ જમણે–ફેરવો.
હાથ બાજુએ લાંબા—કરો.
હાથ—વાળો.

આ પ્રમાણે ડાબી તરફ કહો.

**સૂચના.** ખભાં નિચે પડતાં રહે અને પગ સ્થિર રહે. માથું ફેરવવું નહિ.

**સૂચના.** ધડ ફેરવવાની કસરત. પહેલાં શરીર બરોબર ખેંચીને ઉભા રહેવું. હાથ ખભાની ઉંચાઇએ રહે અને છાતીની પહોળાઈ જેટલું અંતર બેઉ હાથની આંગળીઓ વચ્ચે રહે.

**ઉપયોગ.** પાચન ક્રિયાના અવયવો અને ખભાના સાંધા ઢીલા કરવા.

**પેટના સ્નાયુની**—પગ ઉપાડતાં ધુંટણ બને તેટલાં ઉંચા કરવાં.

હાથ કમ્મર પર—મૂકો
પગ—ઉપાડો.
ડાબો, જમણો......
ઉભા રહો ૧, ૨.

**સૂચના.** થાપાથી ઘુંટણ સુધીનો પગ શરીર સાથે કાટખૂણે આવે ત્યાં સુધી પગ ઉંચો કરવો અથવા એથી પણ.

વધારે ઉંચો કરવો. પીઠ સીધી રહે
તે તરફ ધ્યાન આપવું. માથું સીધું રહે.

**ઉપયોગ**–પેટના સ્નાયુઓ કેળવવા માટે.

**કુદવું**. પગ છૂટા અને સાથે એ પ્રમાણે કુદવું.

એડી ઉંચી અને
હાથ કમ્મરપર–મૂકો.
પગ છૂટા અને સાથે
એ પ્રમાણે કૂદો–
૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮.

૮ ગણીને કૂદો, ૧૨ ગણીને કુદો–એજ પ્રમાણે.

**સૂચનાઃ**—માથું સીધું. હાથ કમ્મર પરની સ્થિતિ બરાબર હોય.

**ઉપયોગઃ**—પગ અને આંતરિક (અંદરની) ઇન્દ્રિયો માટે તથા ચપળતા વધારવા અને લોહીનું ભ્રમણ સુધારવા માટે.

**શ્વાસોચ્છ્વાસ લેવો**. હાથ બહારની બાજુએ ફેરવી, શ્વાસ—લો. માથું પાછળ લેતાં ઉંડો શ્વાસ લેવો.

**ઉપયોગ:**—ખભાં અને છાતી માટે.

શારીરિક કસરતો ખરી રીતે કરવામાં આવે નહિ તેમજ આરંભ સ્થિતિ ખરી હોય નહિ જ્યાં સુધી નકામી નીવડે છે. દરેક કસરત જુસ્સાથી થવી જોઇએ. વીરબાળાએ કસરત ખરા મનથી કરવી. કસરત પુરી થયે વર્ગને રીતસર છુટાં પડવા હુકમ કરવો.

## આરોગ્યના નિયમો.

વીરબાળાઓને આ નિયમો સંભળાવતી વખતે પોતાની જાત વિષેનું જ્ઞાન, સ્વમાન અને આત્મનિગ્રહ શીખવવાનાં પ્રસંગ શિક્ષિકાને મળે છે. તેણે તેમને કહેવું જોઇએ કે આપણાં શરીર એક પ્રકારની ઇશ્વરે સોંપેલી થાપણ છે. ને એટલા માટે આપણે

તેની ખાસ કાળજીપૂર્વક સંભાળ લેવી જોઇએ. અને તેનો સદુપયોગ કરવો જોઇએ. આ શરીર ઇશ્વરની સુંદર અને નવાઈ ભરેલી બક્ષીસ છે. જો આપણે તેમનો દુરુપયોગ કરીશું તો આપણે આપણી ફરજમાંથી ચૂક્યાં ગણાઈશું. માત્ર આપણાં શારીરો દ્વારાજ આપણી સર્વ ક્રિયા કરી શકાય છે. તેમની દ્વારાજ આપણે આપણી ઓળખાણ બીજાને કરાવી શકીએ છીએ, અને કામ સેવા કરી શકીએ છીએ. બાલિકાઓ તરીકે આપણે આપણાં શરીરને જેમ બને તેમ ખામી વગરનાં અને તંદુરસ્ત ગખવાં જોઇએ, કારણ કે આપણે માતા બનવાની લાયકાત માટે નાનપણથીજ તૈયારી રાખવાની છે. આરોગ્યના છ એ નિયમો બધા એકી વખતે શીખવી દેવા નહિ, પણ એક નિયમ એકો વખતે ઘણી રસિક રીતે અને જેમ બને તેમ સ્પષ્ટ રીતે શીખવવા. કથા વાર્તા અને દૃષ્ટાંતોથી આ બાબત તેમના મગજમાં ઠસાવી શકાશે. વીરબાળા શિક્ષિકાનો મુખ્ય ઉદ્દેશ તેની વીરબાળાઓ પાસે આરોગ્યના નિયમોનો અમલ કરાવવાનો છે. આરોગ્યના નિયમો પાળવાથી તથા તેમનો ભંગ કરવાથી પોતાને થએલા લાભાલાભ વીરબાળાઓને પ્રત્યક્ષ કરી બનાવવાથી તેમના મન ઉપર ઘણી સારી અસર થાય છે.

**૧. તાજી હવા.** રોગોની સામે થવામાં તાજી હવાની બરાબરી કરી શકે એવો એકે ઉપાય નથી. તમારા ઘરના દરેક ભાગમાં તાજી હવા આવવા દો. તમે ન વાપરતા હો એવી ઓરડી પણ કદી બંધ રાખતાં નહિ. બંધ પાણીવાળું ખાબોચીઉં કેવું હોય છે તે તમો જાણો છો. તેમાં નવું પાણી આવતું જતું નથી. તે લીલું ચીકણું અને મરેલાં જંતુઓથી ભરેલું હોય છે. તમને તેમાં નહાવું ગમતું નથી. ઘરની અંદરની સ્થિર અને ગોંધાએલી હવા આ ખાબોચીઆથી પણ ઘણીજ ખરાબ છે. દુર્ભાગ્યે તેના ગેરલાભો દેખી શકાતા નથી, પણ અજ્ઞાની માણસો તેમાં સપડાઇ જાય છે. રોગનાં જંતુઓ, ઝેરી વાયુઓ, ફુગ, ઝીણાં જંતુઓ આ બંધ અને વાસી હવામાં રહેલાં

હોય છે. બીજા લોકોએ વાપરેલા પાણીમાં તમને નહાવું ધોવું ગમતું નથી. પણ બીજા લોકોએ બહાર કાઢેલો શ્વાસ તમે લો તે તો એથી પણ વધારે ખરાબ છે. એકજ બાકામાં થઇને હવા એકી વખતે આવજા કરી શકતી નથી, તેથી તમારા ઘરમાં હવાને આવવા જવાને બે દ્વાર જોઇએ. તાજી હવાને અંદર આવવાને એક બારી અને ખરાબ હવાને નીકળી જવાને એક ધુમાડીયું, અથવા જ્યાં ચૂલો ન હોય ત્યાં એક ખુલ્લી બારી હોવી જોઇએ. મોટાં શહેરોમાં દિવસની હવા કરતાં રાતની હવા વધારે સ્વચ્છ હોય છે. અને તેથી શહેર કે ગામડામાં જો તમારે તંદુરસ્ત રહેવું હોય તો બારીઓ ઉઘાડી રાખી સૂઇ જવું જોઇએ. આપણી જીંદગીનો મોટો ભાગ આપણે ઉંઘવામાં ગાળીએ છીએ, અને તેથી રાત્રે સ્વચ્છ હવા લેવી એ બહુ જરૂરનું છે. જેઓ ગોદડાંમાં મોં ઘાલીને સૂઈ જાય છે તે વારંવાર નઠારી હવા શ્વાસમાં લે છે.

૨. **સ્વચ્છતા.** આ નિયમના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે. શરીરની સ્વચ્છતા, આસપાસની સ્વચ્છતા અને મનની સ્વચ્છતા.

દરેક વીરબાળાએ પોતાના શરીરને નિર્મળ રાખવા માટે શરીરના પ્રત્યેક અવયવને ધોઇને નહાવું જોઇએ. વળી જેમ બને તેમ સ્વચ્છ કપડાં પહેરવાં જોઇએ. દિવસે પહેરેલાં કપડાં રાત્રે પહેરવાથી આરોગ્ય બગડે છે. તેણે પોતાના નખ સાફ રાખવા, અને ખાતાં પહેલાં હાથ ધોવા જોઇએ. દાંતની સંભાળ રાખવી જોઇએ. બની શકે તો દરેક ભોજન પછી દાંતને સાફ કરવા. જો દાંત તદ્દન સાફ કરવામાં આવે તો તે કદી સડતા નથી. વાળને પણ ઓળી ચોળીને હંમેશાં સાફ રાખવા જોઇએ. તેમાં જૂઓ કે લીખો ન પડે એટલા માટે ઓછામાં ઓછા અઠવાડીઆમાં એક વાર તો ચોળી ઝીણી કાંસકીથી ઓળવાજ જોઇએ.

**આસપાસની સ્વચ્છતા.** દરેક વીરબાળાએ પોતાનું ઘર જેમ અને તેમ સ્વચ્છ રાખવું જોઇએ. ઘરના આંગણામાં કે પડખે કચરો કે એંઠવાડ ગમે ત્યાં ફેંકી ન દેવો જોઇએ. તેથી માંખો અને મચ્છર પેદા થાય છે અને તે રોગ ફેલાવે છે. હિંદુસ્તાનમાં થતા બળીઆ, કોલેરા, આંતરડાના રોગ અને બાળકોના ઝાડા જેવા અસંખ્ય ભયંકર રોગો ગંદવાડ કે જંતુઓએ ચેપ મૂકેલા ખોરાકને લીધે થાય છે. બંધ પાણીથી મચ્છર પેદા થાય છે, અને તે મલેરીઆ તાવ ફેલાવે છે. એટલા માટે વીરબાળાઓએ પોતાના કુટુંબની સુખાકારીને માટે પોતાનાં ઘર દરેક જાતની ગંદકીથી સ્વચ્છ રાખવામાં મદદ કરવી જોઇએ.

**મનની સ્વચ્છતા.** અસભ્ય વાત, અસભ્ય ચિત્રો, અસભ્ય પુસ્તકો અને તેવાં સિનેમાદ્વારા તમારાં મન મલિન થાય છે, પણ જો તમારાં શરીરને તમે પવિત્ર માની હલકી મશ્કરીમાં ભાગ ન લો તો તમારા મનને તમે ઘણું સ્વચ્છ રાખી શકો. વીરબાળાએ વાત કરવા જેવી અને વિચારવા જેવી દુનિઆમાં અનેક સુંદર વસ્તુઓ છે, અને તે દ્વારા તે પોતાનો દસમો કાયદો પાળી શકશે.

**૩. વ્યાયામ.** શરીરના યંત્રને સારી રીતે ગતિમાં રાખવા માટે કસરતની જરૂર છે. પોતાનો હાથ ઘણા દિવસ સુધી ઉંચે ધરી રાખનાર ફકીરને તમે જોયો હશે. તેના હાથને કસરત નહિ મળવાથી થોડા વખત પછી તે નકામો થઇ જાય છે. ચાલીને અથવા ખુલ્લી હવામાં રમત રમીને કે એવી બીજી કોઇ રીતે આપણે આપણા શરીરને કસરત આપવી જોઇએ. પરંતુ આપણામાંનાં કેટલાંક ઘણા કામમાં હોઇએ છીએ, અને તેથી કુદરતી રીતે જેટલી કસરત આપણને મળવી જોઇએ તેટલી મળતી નથી. એટલા માટે આપણાં શરીરના બધા અવયવો કસાય એવી કસરતની યોજના કરવામાં આવેલી છે. બીજા

વર્ગની લાયકાતને માટે જે કસરતો આપણે શીખવાની છે તે જો આપણે હંમેશાં કરતાં રહીએ તો આપણા શરીરને ઘણો લાભ થશે. પેઢુની કસરતોથી બંધકોશ ટળે છે. વીરબાળાઓએ જો મજબુત થવું હોય તો કસરત અને રમતો માટે રાખેલા સઘળા વખતનો તેમણે ઉપયોગ કરવો જોઇએ. પુસ્તકોમાંથી થોડી બાબત યાદ રાખી લેવા કરતાં કસરતથી ભવિષ્યમાં ઘણો સારો લાભ થાય છે. દરેક વીરબાળા નિશાળમાં આ કસરતનો ખરો મહાવરો કરે છે કે નહિ એ શિક્ષિકાએ ખાસ જોવું.

**૪. આરામ.** ઉંઘથી મન અને શરીરને આરામ મળે છે. ઉંઘ વિષે જરૂરી સમજુત આપવી. આપણું શરીર અનેક સેલ્સ એટલે કોશ અથવા નળીઓનું બનેલું છે, અને તે નળીઓ નિરંતર ઘસાઇ જાય છે. ઉંઘતી વખતે તેમની આ ક્રિયા ઘણી ધીમી હોય છે. વીરબાળાઓને આ વાત સમજવામાં ઘણો રસ પડશે. દાકતરો કહે છે કે હાલના જમાનામાં જ્ઞાનતંતુના ઘણા રોગો ઓછું ઉંઘવાથી ઉત્પન્ન થાય છે. જાગ્યા પછી આપણે વધારે સારૂં કામ કરી શકીએ એટલા માટે આપણે ઉંઘીએ છીએ. નાનાં બાળકોને બહુ ઉંઘ જોઇએ છે. ઉછરતી બાળિકાઓને નવ કે દશ કલાકની ઉંઘની જરૂર છે, અને મોટા માણસોને સાત કે આઠ કલાકની ઉંઘ જોઇએ.

**૫. ખોરાક.** સારા અને સાદા ખોરાકની આવશ્યક્તા મુખ્ય ધ્યેય છે. જરૂરી પોષણ માટે ચાર જુદા જુદા વર્ગના ખાદ્ય પદાર્થોની આવશ્યક્તા વીરબાળાઓને સમજાવવી.

अ. કાર્બો હાઇડ્રેટસ–સ્ટાર્ચ અને ગળપણવાળા પાદાર્થો, જેવા કે ચોખા, બટાકા અને ખાંડ.

ब. તૈલી પદાર્થો–ચરબીઓ, સામાન્ય તેલો, કોપરેલ અને રાઇનું તેલ, માખણ અને ઘી.

क. પ્રોટીન—માંસ, ઇંડાં, વટાણાની સાથે માછલી, કઠોળ, દાળ ભોંયસીંગ અને રાગી.

ड. ખનિજો—મીઠું, લીલાં શાકભાજી અને લીંબુ જેવાં ફળો.

**વિટેમિન્સ.** ખોરાકમાં રહેલા આ પદાર્થથી પાચન ક્રિયામાં મદદ અને શરીરને સારી પુષ્ટિ મળે છે. દૂધ, પ્રાણીઓની ચરબી અને તેલો, છોડનાં લીલાં પાંદડાં અને લીંબુ, ટામેટાં, આંબલીના જેવાં એસિડવાળાં ફળો અને ડુંગળી તથા લસણમાં તે માલુમ પડે છે.

તમે ભાત ખાવાથી ધરાઇ જાઓ છો, પણ એથી પુરેપુરૂં પોષણ મળતું નથી.

હિન્દુસ્તાનના ખોરાકમાં સાધારણ રીતે પ્રોટીન ઓછું હોય છે. તેથી દાળ અને વટાણા જેવાં કઠોળ વધારે પ્રમાણમાં ખાવાં જોઇએ. બચ્ચાંઓ માટે ઉત્તમ અને સંપૂર્ણ ખોરાક દૂધ છે.

પાણીને પંદર મિનિટ સુધી ઉકાળવાથી અંદરનાં જંતુઓ મરી જાય છે. તેથી પાણીને ઉકાળીને પીવું બહુ સલામતી ભરેલું છે.

દૂધને તો હંમેશાં ઉકાળવુંજ જોઇએ. તે સહેલાઇથી જંતુઓને આકર્ષે છે. એટલા માટે તેને સંભાળથી ઢાંકવું જોઇએ. લોટ, ચોખા, દાણા જેવી ખોરાકની વસ્તુઓ ઉંદર ન પેસી શકે એવા વાસણમાં ભરવી જોઇએ. ઉંદરો માલુમ પડે તો ઉંદરીઆંનો ઉપયોગ કરવો જોઇએ, કારણ કે ઉંદરોથી પ્લેગ થાય છે.

**૬. નિયમિત ટેવો.** જો આપણે નિયમિત જીવન ગાળીએ તો આપણું આરોગ્ય વધે છે. નક્કી કરેલા વખતે ઉઠવું અને સૂઈ જવું, નહાવું, પહેરવું, દાંત, વાળ અને નખ સાફ કરવા, નક્કી કરેલે વખતે જમવું અને દરેરોજ શૌચ જવું. પાચનક્રિયાના અવયવોને, આંખ કે મગજ જેવા બીજા અવયવોના જેટલાજ આરામની જરૂર છે. બાળક જ્યારે જ્યારે રડે ત્યારે ત્યારે તેને ખાવા ન આપતાં અમુક નક્કી

કરેલા વખતેજ ખાવા આપવાથી લાભ થાય છે. ફરતાં ફરતાં સોપારી, મિઠાઇ કે ચણા ખાવામાં લાભ નથી.

પૂરતું સ્વચ્છ પાણી પીવું અને બનતા સુધી પેટન્ટ દવાઓ ન ખાવી.

૭. **પોશાક.** કપડાં સ્વચ્છ રાખવાં જોઇએ, કારણ કે ગંદાં કપડાંથી દરેક જાતની માંદગી આવે છે. જે કપડું આપણા શરીરને અડકીને પહેરવામાં આવે છે તેને વારંવાર ધોવું જોઇએ. કમરની આસપાસ સખત દોરી બાંધવાથી નુકસાન થાય છે.

## હેતુઓ અને ઉત્પત્તિ.

વીરબાળાની હીલચાલના હેતુઓ.

બાળાઓનું ચારિત્ર ઘડી તેમને સારાં નાગરિક બનાવવાં; તેમને નિરીક્ષણ કરવાની ટેવ પાડવી તથા તેમને આજ્ઞાંકિત અને સ્વાશ્રયી બનાવવાં: શુભ નિષ્ઠા અને એક બીજા પ્રત્યે વિચાર વિવેક જાગ્રત કરવાં; લોકોપયોગી સેવાનાં અને પોતાને ખપ લાગે તેવી હસ્તક્રિયાનાં કામો શીખવવાં; તેમના શારીરિક વિકાસને ઉત્તેજન આપવું; ગૃહવ્યવસ્થા તથા બાળકોના ઉછેરનાં કામોમાં તેમને કાબેલ બનાવવાં, એ આ હીલચાલના હેતુ છે. કેળવણી વિષયક અને અન્ય સંસ્થાઓને ઉપલા હેતુ બર લાવવામાં મદદ કરવી એ આ હીલચાલનો આશય છે.

**કાર્યપદ્ધતિ:** બાળાઓને શાળાની બહારના વખતમાં ગમતની સાથે દરેક જાતના વિકાસને પોષક અને ઉત્તેજક પ્રવૃત્તિઓમાં રોકવી. આ કાર્યના મુખ્ય ચાર ભાગ પાડી શકાય.

૧. ચારિત્ર અને બુદ્ધિ વિષયક કેળવણી:—આ કામ વીરબાળાના કાયદા, વચન, પેટ્રોલ પદ્ધતિ, જંગલ વિદ્યા અને રમતો દ્વારા થઇ શકે છે.

૨. હસ્તક્રિયા અને કુશળતાઃ—આ કામમાં કુશળતાના ચાંદો એનાયત કરવાથી ઉત્તેજન મળે છે.

૩. પરોપકાર અને નાગરિકત્વઃ—આમાં દરરોજ એક પરોપકારનું કામ અને વ્યસ્થાપૂર્વક જાહેર સેવાનાં કામો કરતાં શીખવવાનું છે.

૪. આરોગ્ય અને આરોગ્યશાસ્ત્રઃ—ખુલ્લી હવામાં રહેવાથી, છાવણીમાં જવાથી અને શારીરિક વ્યાયામ અને રમતોદ્વારા તે શીખવાય છે અને અનુભવાય છે.

આ હીલચાલની યોજના માબાપો અને શિક્ષકોના બાળકોની કેળવણીના કાર્યમાં પુરવણી તરીકે થએલી છે. તેને રાજકીય બાબત સાથે મુદ્દલે લેવા દેવા નથી, તેમજ તે કોઇ અમુક કોમ નાત કે જાતને સારૂ છે એવું પણ નથી.

**ઇતિહાસ:**—બાળવીરની હીલચાલમાં જે પદ્ધતિઓ જોવામાં આવે છે તેમનો શરૂઆત સર રૉબર્ટ બેડન પૉવેલે હિન્દુસ્તાનમાં તેમના અમલ દરમીઆન ૧૩ મી હુઝાર નામની લશ્કરી ટુકડીના જુવાન યોદ્ધાઓમાં હિમ્મત, સ્વાશ્રય અને વિશ્વાસપાત્રતા આણવાને કરી હતી. સેનાપતિને સેનાની પ્રત્યેક વ્યક્તિ વિષે જાત માહીતી મળે તેટલા માટે સેનાના વિભાગને એકાંક (unit) તરીકે ગણવામાં આવી હતી. એક નાયકના તાબામાં ૭ છોકરાઓ મુકીને એક પેટ્રોલ–ટુકડી બનાવી હતી. આપણે જાણીએ છીએ કે જ્યારે સારૂં કે નરસું કામ કરવું હોય ત્યારે સાધારણ રીતે પાંચ કે ૭ છોકરા ભેગા મળીને તે કરે છે. પેટ્રોલ પદ્ધતિની ઉત્પત્તિ આમાંથી થએલી છે, અને તે આખી બાળવીર કે વીરબાળાની હીલચાલની ઇમારતનું મુખ્ય અંગ છે. તેના ઉપર જેટલો ભાર મુકીએ તેટલો ઓછો છે. આગળ જતાં સર રોબર્ટ દક્ષિણ આફ્રીકાની પોલીસને આજ ધોરણે, પરંતુ મોટા પાયા ઉપર વ્યવસ્થિત

કરીને નાના બિન સત્તાધારી અધિકારીઓને જવાબદારી સોંપી. ટુકડીઓની પરસ્પર સ્પર્ધાથી બધે ઠેકાણે ઉમંગ સદ્‌ભાવ અને ઉચ્ચ પ્રકારની કાર્યકુશળતા દેખાઇ આવ્યાં. માણસાઈ અને વિવેક ઉપર ખાસ ભાર દેવામાં આવ્યો. સત્તાથી અને શકની નજરથી કામ લેવાને બદલે ઇજત અને પ્રમાણિકપણા ઉપર વિશ્વાસ રાખી માણસો પાસે કામ લેવામાં આવતું. હાલમાં બાળવીરો જે પોશાક પહેરે છે તે આ સેનામાં દાખલ કરવામાં આવ્યો, અને એજ માણસોએ "તૈયાર રહો" નો મુદ્રાલેખ પસંદ કર્યો. પાછળથી તે બાળવીર અને વીરબાળા સમસ્તનો મુદ્રાલેખ બન્યો. ઇ. સ. ૧૯૦૮ માં સર રોબર્ટે "સ્કાઉટીંગ ફોર બોઇઝ" નામનું પુસ્તક લખવા માંડ્યું. તેમનું લખાણ દર પખવાડીએ પ્રસિદ્ધ થતું હતું. તે અર્ધુએ લખાઈ નહિ રહ્યું હોય એટલામાં તો ઈંગ્લૅંડ, સ્કૉટલૅંડ અને આયર્લૅંડમાં જ્યાંને ત્યાં સંખ્યાબંધ બાળવીરસેના મંડળો રચાયાં.

બાળવીરની યોજનામાં કશીએ નવી શોધ નથી. તેના સંસ્થાપકે તો ફક્ત આફ્રિકાની ઝુલુ વગેરે જાતોના રિવાજો, એપીકટસના સિદ્ધાંતો, સ્પાર્ટા, બ્રિટન અને ગ્રીસ દેશોની અસલી પદ્ધતિઓ, જાપાનના બુશીડો અને આધુનિક કેળવણીકારોના વિચારો, અને આખી દુનિયા ઉપર જે જે બાળકોની તાલીમને ઉપયોગી હોય તે બધામાંથી વિચારોનો સંગ્રહ કીધો છે.

પ્રેરણા અને અનુકરણ માટે બાળકોની આગળ વનવીરો તેમજ સરહદ ઉપરનાં લડાયક માણસો, વનશોધકો, દરિઆઇ ચાંચીઆ અને આકાશમાં હવાઇ જનનાં દ્રષ્ટાંતો રજુ કરવામાં આવે છે. દુનીઆ ઉપર દસ લાખ ઉપરાંત બાળવીરો છે. તેમાં બ્રિટીશ સામ્રાજ્ય બહારના આશરે સાત લાખ બોતેર હજાર છે.

છોકરાઓનું જોઇને છોકરીઓએ પણ આ મહાન નવીન હીલચાલમાં ભાગીદારી લેવા માગણી કરી. તેમણે ઝપાટાબંધ વીરબાળા

મંડળો ઉભાં કર્યાં, પરંતુ આવાં મંડળોના નિયમન માટે તે વખતે કંઇપણે ધારાધોરણ કે વ્યવસ્થા નહિ હોવાથી સ્વાભાવિક રીતે તેમનો ઉત્સાહ કોઇક વખત અવળે રસ્તે વહેતો, અને તેથી જુના વિચાર અને ટુંકી દૃષ્ટિનાં માણસોને વહેમ લાવવાનું કારણ મળતું. આવાં માણસોને તેમની ટુંકી બુદ્ધિને લીધે સમજાતું નથી કે જો આવાં મંડળોમાં વ્યવસ્થા અને પ્રબંધ આવે તો તે કેટલાં બધાં સુંદર નીવડે.

આખરે સર રોબર્ટે તેમની બેન મીસ બેડન પોવેલની મદદથી છોકરીઓને માટે એક જુદીજ હીલચાલ શરૂ કરી. અને લોકો સમજે કે આ હીલચાલ બાળવીરની હીલચાલથી તદ્દન નિરાળી છે, એટલા માટે તેનું " ગર્લ ગાઇડ " નામ આપ્યું. ' ગાઇડ ' શબ્દ હિંદુસ્તાનમાંની એક લશ્કરી ટુકડીના નામ ઉપરથી પસંદ કરવામાં આવ્યો હતો, કારણકે તે ટુકડીમાં પૂર્ણ વિશ્વાસપાત્ર નિમકહલાલ અને અણીને પ્રસંગે કોઇ પણ જાતનું કામ કરી શકે તેવાં માણસો હતાં. સને ૧૯૧૨ માં નામદાર પ્રિન્સેસ લુઇસે આ હીલચાલનું મુરબ્બીપણું સ્વીકાર્યું. મીસ એગ્નસ બેડન પોવેલે તેનું પ્રમુખપદ સ્વીકાર્યું, અને સર રોબર્ટ બેડન પોવેલની " હેન્ડ બુક ફોર સ્કાઉટસ " ના આધારે " હાઉ ગર્લ્સ કેન હેલ્પ બિલ્ડ ધ એમ્પાયર " નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. સને ૧૯૧૨માં " લોન ગાઇડ " તાલીમ ને માટે એક છાવણી નાંખવામાં આવી હતી, અને તે ઉપરથી સને ૧૯૧૩ માં લોન ગાઇડસ એટલે એકાકી વીરબાળાઓનું બંધારણ ઘડાયું, તથા બેડન પોવેલે વીરબાળાઓથી ઓછી વયની છોકરીઓ માટે રોઝ બડઝની યોજના તૈયાર કરી, જે યોજનાને પાછળથી મીસ ડેશવુડે ખીલવીને હાલની બ્રોવાઇન અને બ્લુ બર્ડની યોજનામાં ફેરવી નાખી. સને ૧૯૧૪ માં પહેલું ગેઝેટ છપાયું. લડાઇમાં વીરબાળાઓએ દરેક જાતની સેવા બજાવી. વળી છાવણીમાં નેસ્તીની દુકાનના ખપમાં આવે તેવું આર્મિહટ ( લશ્કરી ઝુંપડું ) અને એક મોટરવાળુ

બંબાખાનું ખરીદવા જેટલા પૈસાની કમાણી કરી, અને તે પ્રિન્સેસ મેરીના હસ્તે લશ્કરને ભેટ કરવામાં આવ્યાં હતાં.

આજ વર્ષમાં સર રોબર્ટ તે મંડળની કારોબારી સમિતિના અધ્યક્ષ બન્યા અને તેની હીલચાલની પ્રગતિને તથા વૃદ્ધિને પહોંચી વળવા સારૂ તેની પુનર્રચના કરી. સને ૧૯૧૫ માં સરકારે સનદ આપીને તેનો મંડળ તરીકે સ્વીકાર કર્યો. આથી તેની પ્રતિષ્ઠા અને સ્થિરતામાં વધારો થયો. આ સનદની રૂએ એક સભા બનાવવામાં આવી છે. તેનું સંમેલન વર્ષમાં એક વાર થાય છે, અને તેના સભ્યો પોતાની અંદરથી નવ સભ્યોને કારોબારી સમિતિના સભ્યો તરીકે ચુંટી કહાડે છે. સામાન્ય સભા અને કારોબારી સમિતિ વચ્ચે તફાવત એ છે કે સમિતિના પ્રત્યેક સભ્યને સંપૂર્ણ જવાબદારી વાળું એક ખાતું સોંપવામાં આવે છે. તે પોતાના ખાતાને લગતો પત્રવ્યવહાર તથા બીજું તમામ કામ કરે છે અને અગત્યના મુદ્દાઓ કારોબારી સમિતિની બહાલી માટે તેની સમક્ષ રજુ કરે છે. ખાતાંઓ નીચે પ્રમાણે છે.

૧. ચેરમેન. ( અધ્યક્ષ )
૨. ચીફ કમીશનર ( મુખ્ય કમીશનર )
૩. એડવાઇઝરી ( સલાહકાર )
૪. ઇકવીપમેન્ટ ( સરસામાન )
૫. કિન્ડ્રેડ એસોસીએશન્સ ( સવર્ણ મંડળીઓ )
૬. પબ્લીકેશન્સ (જાહેરાત)
૭ રિઝર્વ્સ (બ્લુબર્ડઝ, રેન્જર્સ વગેરે) (ફાજલ સૈન્ય)
૮. રૂલ્સ એન્ડ એવોર્ડઝ (ધારાધોરણ)
૯. ટ્રેનિંગ (તાલીમ)
૧૦. ટ્રેઝરર ( કોષાધ્યક્ષ )

પ્રાંતિક કમીશનરો કારોબારી સભાના તાબામાં કામ કરે છે. તેમની પસંદગી મુખ્ય કમીશનર કરે છે, અન કારોબારી સભા તે

પસંદગીને બહાલી આપે છે. પ્રાંતિક કમીશનરના મદદનિશ તરીકે વિભાગી કમીશનર અને જીલ્લા કમીશનરો હોય છે. તેમની નીમણુંક પ્રાંતિક કમીશનરની ભલામણ ઉપરથી કારોબારી સભા કરે છે.

જીલ્લા કમીશનરોની નીચે મંડળોના કેપટનો અને કેપટનોની પેટ્રોલ નાયિકાઓ અને વીરબાળા હોય છે.

સને ૧૯૧૬માં તેમના ધારાધોરણ અને રચનાના પુસ્તકની પહેલી આવૃતી બહાર પડી. એજ વરસે કમીશનરોની પહેલી પરિષદ ભરવામાં આવી.

સને ૧૯૧૮ માં તમામ વીરબાળા મંડળે લેડી બેડન પોવેલને મુખ્ય વીરબાળા (ચીફ ગાઇડ) તરીકે ચુંટી કહાડયાં. આ હીલચાલના સ્થાપકે પોતાના ગર્લ ગાઇડીંગ–વીરબાળા પ્રબંધ–નામના પુસ્તકની પહેલી આવૃતિ છપાવી. સને ૧૯૧૮ ના નવેમ્બર માસમાં આલ્બર્ટ હોલમાં સંમેલન ભરાયું અને બ્રિટિશ સામ્રાજ્ય મંડળ અને આંતર રાષ્ટ્રીય મંડળો ઉભાં કરવામાં આવ્યાં.

સને ૧૯૨૦ ની સાલની શરૂઆતમાં મીસ એગ્નસ બેડન પોવેલ પ્રીન્સેસ મેરીને ખાતર સ્વેચ્છાથી પ્રમુખપદનું રાજીનામું આપી ઉપપ્રમુખ બન્યાં અને ના. પ્રિન્સેસ મેરીએ પ્રમુખપદ સ્વીકારવા કબુલ કર્યું. મોટી વીરબાળાઓ સાથે પ્રથમ લાભાલાભનો વિચાર ચલાવવામાં આવ્યો અને પછી તેમને તેમની દરિઆઇ વીરબાળા બ્હેનોની સાથે આધુનિક રેન્જરોની તાલીમ આપવામાં આવી. પહેલી આંતર રાષ્ટ્રીય પરિષદ ઓકસફર્ડ મુકામે ભરાઇ. સને ૧૯૨૧ માં ચીફ ગાઇડ [મુખ્ય વીરબાળા] ચીફ સ્કાઉટ [મુખ્ય વીર] હિંદુસ્તાન અને પૂર્વના દેશોની સફરે નીકળ્યાં, અને જ્યાં જ્યાં ગયાં ત્યાં ત્યાં બાળવીર અને વીરબાળા મંડળોને તપાસ્યાં.

વીરબાળા આશ્રમ માટે મીસ સેન્ડરસને સને ૧૯૨૨માં તેમનો 'ફોક્સ લીઝ' નામનો સુંદર હવા ખાવાનો બંગલો આપણને બક્ષીસ કર્યો. આપણા પ્રમુખે કૃપા કરીને પોતાનાં લગ્ન વખતે તેમને મળેલા ધનમાંથી ઘણી મોટી રકમ અર્પણ કરી અને તે વડે વીરબાળા આશ્રમને જોઈતી સામગ્રી પુરી પાડવામાં આવી. ઉપકાર પ્રદર્શિત કરવા સારૂ 'ફોક્સ લીઝ' બંગલાનું નામ પ્રિન્સેસ મેરી આશ્રમ રાખવામાં આવ્યું. જુદા જુદા દેશો અને પરગણાંઓએ આ બંગલાની જરૂરીઆતો પુરી પાડી છે, અને તેમાની કેટલીક ઓરડીઓ પોતાની કરી લીધી છે. વીરબાળામાતા મીસ એલીસ બર્હેન્સે સમગ્ર દુનીઆની અસંખ્ય વીરબાળાઓ અને વીરબાળા શિક્ષિકાઓ માટે તેને આદર્શભૂત આશ્રમ બનાવી દીધો છે.

સને ૧૯૨૨માં કેમ્પ સલાહકારોની વ્યવસ્થા કરવામાં આવી. ફેબ્રુઆરી માસમાં વેસ્ટમીન્સ્ટર એબી દેવળમાં આપણાં પ્રમુખ ના. પ્રિન્સેસ મેરીનાં લગ્ન થયાં. હિન્ડહાઈડમાં પહેલી રેન્જર પરિષદ, કેમ્બ્રીજમાં આંતર રાષ્ટ્રીય અને સામ્રાજ્યના કમીશનરોની એક મોટી પરિષદ ભરવામાં આવી, અને લેડી બેડન પોવેલનાં મદદનીશ કમીશનર તરીકે ડેમ કેથેરાઇન ફર્સની નીમણુંક કરવામાં આવી.

સને ૧૯૨૩માં ના. શહેનશાહે વીરબાળા હીલચાલને બાદશાહી સનદ આપી. દુનીઆ સમસ્તમાં વીરબાળાઓની સંખ્યા ૭ લાખ ઉપરાંતની છે.

મુખ્ય મથક ઓફીસ. ૨૫ બકીંગહેમ પેલેસ રોડ લંડન એસ. ડબલ્યુ.
પ્રમુખ. ના. પ્રિન્સેસ મેરી વાઈકાઉન્ટેસ લેસેલસ.
મુખ્ય વીરબાળા લેડી બેડન પોવેલ.
મુખ્ય કમીશનર. ડેમી લેડીઆ પીલ.

તાજાં કલમ. પ્રત્યેક વીરબાળાએ પોતાના પ્રાંતિક, વિભાગી અને જીલ્લા કમીશનરોનાં નામ અને તેમનાં પદકો જાણવાં જોઇએ.

**હિન્દમાં વીરબાળા મંડળની જમાવટઃ**—હિન્દુસ્તાનમાં મીસીસ બેરે ૧૯૧૩ માં વીરબાળા મંડળ સ્થાપ્યું, અને થોડા ઉત્સાહી આગેવાનોની મદદથી સને ૧૯૧૯ સુધી મુખ્ય કમીશનર તરીકે કામ કરી આખા હિન્દુસ્તાનમાં તેને એટલા મોટા પ્રમાણ અને વિસ્તારમાં ખીલવ્યું કે ગમે તેવી બાહોશ કોઇ એક વ્યક્તિ તેની પ્રગતિને નિયમમાં ન રાખી શકે એમ સ્પષ્ટ જણાવા લાગ્યું. જ્યારે સર રૉબર્ટ અને લેડી પૉવેલ સને ૧૯૨૧માં હિન્દુસ્તાનમાં પધાર્યા ત્યારે તેમણે આ સ્થિતિ તપાસી અને તે મંડળોની વ્યવસ્થા અને વિકાસને અર્થે દરેક પ્રાંતના સ્થાનિક વીરબાળા અમલદારોને તે કામ ભાળવવાનું તેમને દુરસ્ત લાગ્યું. હિન્દુસ્તાનમાં ભાષા, ધર્મ અને નાતજાત એટલાં બધાં છે કે કોઇ એક કમીશનર તે બધાની જરૂરીઆતો સમજી શકે નહિ, અને તેમને માટે અમુક ચોકક્સ નીતિ પસંદ કરી શકે નહિ.

## વીરબાળા સંઘની રચના.

હિંદુસ્તાન માટે વીરબાળા સંઘનાં ચીફ કમીશનર નથી. સૌથી ઉપરી તો એક હિંદી કાર્યવાહક સભા છે, જે મુખ્ય સ્થળે રહે છે. પ્રત્યેક પ્રાંતના ઉપરીઓ એ સભાના મેંબર તેમના પોતાના હોદ્દાની રૂઇએ ગણાય છે. એ પ્રાંતિક અમલદારો જેને કમીશનર કહેવામાં આવે છે તે ઉપરાંત હિંદની વીરબાળા સંઘમાંનાં બ્લુબર્ડસ, ગાઇડસ રેંજર, લોન ગાઇડસ, રેલ્વે ગાઇડસ તેમજ ટ્રેનીંગ અને કેંપીંગનાં પ્રતિનિધિઓ તથા જે યંગવીમેન્સ, ક્રીસ્ચીયન એસોસીએશન સંઘમાં જોડાયાં હોય તેમના પ્રતિનિધિઓ ઉપર કહેલી કાર્યવાહક સભાનાં સભ્યો ગણાય છે. આ સભા વરસમાં એક વાર પોતાને સ્થળે મળે છે અને સંઘની સામાન્ય પ્રવૃત્તિઓ નક્કી કરે છે. વળી તે બીજી પેટા કમીટી નીમે છે જે વર્ષ દરમીયાન જરૂરના પ્રસંગો ઉભા થાય તેનો નિર્ણય કરી શકે. આ પેટા કમીટીનાં ત્રણ સભ્યો હોય છે. જનરલ

સેક્રેટરી એટલે સામાન્ય મંત્રી તેમાં હોયજ. આ કમીટી ઈંગ્લેંડના વીરબાળા સંઘની કાર્યવાહક કમીટીના તંત્ર નીચે હોય છે. અને સંશય પડતી બાબતો તેમજ સૂચનાઓ તથા નિયમોમાં મહત્ત્વના ફેરફાર કરવા હોય તો ઈંગ્લેંડની તે કમીટીને પૂછાવવું પડે છે. હિંદી કાર્યવાહક સભામાં માનદ મંત્રી હોય છે. તેને દરેક પ્રાંત સાથે સીધો સંબંધ હોય છે અને તે તેમને જોઇતી માહીતો પૂરી પાડે છે તથા યોગ્ય સહાયતા કરે છે.

હિંદ વીરબાળા સંઘનાં બે પત્રો છે. 'ઈંડીઅન ગર્લ ગાઇડ અને રીવ્યુ' તે ત્રિમાસિક છે. 'ન્યુઝ શીટ' દરમાસે પ્રગટ થાય છે. પરંતુ જે મહીને 'રીવ્યુ' પ્રગટ થાય તે મહીને 'ન્યુઝશીટ' નથી કહાડવામાં આવતું. વાર્ષિક બે રૂપીઆ લવાજમ ભરવાથી બંને પત્રો મળે છે. ટપાલખર્ચ કાંઇ થતું નથી.

મીસીસ ચિટી જનરલ સેક્રેટરી છે. તેમનું સરનામું ગેંબીયર્સ ગાર્ડન, અડીઆર, મદ્રાસ છે. મીસીસ કલેનાબન બંને પત્રોનાં તંત્રી છે. સરનામું ચંદા, મધ્ય પ્રાંતો.

વીરબાળા સંઘ (ગર્લગાઇડ) નું મુખ્ય મથક મુંબાઇમાં ઓલ્ડ-કસ્ટમ હાઉસ યાર્ડમાં છે.



# બાળાઓ !

તમારે ઉમંગી, ઉત્સાહી, હિંમતવાન

અને

ઉપયોગી બનવું હોય તો

## વીરબાળાસંઘમાં જોડાઓ.

વીરબાળાસંઘનાં સભ્ય બનવાથી

તમારો જીવનવિકાસ થશે.

તમે શ્રેષ્ઠ નાગરિક થવા યોગ્ય થશો.

અને તમારા જીવનમાં

આનંદની રેલછેલ થશે.

# માબાપો !

જે માબાપો પોતાની કન્યાઓના શિક્ષણ માટે
કાળજી ધરાવે છે તેઓ તેમને

**વીરબાળાસંઘમાં જોડાવા સમજાવશે !**

રસોઈ, માંદાની સારવાર, સીવણકામ, પરોપકાર એ સર્વે બાબતો વીરબાળાને જાણવાની હોય છે. નિશાળના શિક્ષણમાં બાકી રહેતું સર્વ શિક્ષણ સંઘનાં સભ્યો સહેલાઇથી મેળવી શકે છે. આદર્શ ગૃહિણી બનવાનો આ માર્ગ છે.